# (સચિત્ર) સરોવરની સુન્દરી. (સચિત્ર)






વે ધારી ડીટેકટીવ ભાનુ, સરયુને સમજાવે છે છતા સરયુ તેને તાબે થતી

જુઓ પાનુ ૮૩

[illegible] માલીક—શ્રી [illegible] પુસ્તકાલય [illegible] મુદ્રિત

—ૐ—

શ્રી સરસ્વત્યૈ નમ '

# સરોવરની સુન્દરી

—:વા:—

# 'ગુલાબનું ફૂલ.'

## ( ભાગ બીજો )

એક કાલ્પનિક ડિટેક્ટીવ નવલકથા )



" પુષ્પ " તે

( રાવ ,ભરથરી રંગમાં ભમ, વીણા-વેલી ઇત્યાદિના લેખક )



ઠક્કર હરીલાલ જીવણલાલ બુકસેલર

ટાવર રોડ તારઓફીસની સામે-સુરત



આ' ૧ લી ઇ સ ૧૯૨૫ પ્રત ૨૦૦૦

મૂલ્ય રૂા ૦-૧૨-૦

# વિષયાનુક્રમ.







# પ્રસ્તાવના.

મ્હારે જે કઇ કહેવાનુ હતુ, તે હુ આ પુસ્તકના પ્રથમ ભાગમાજ લખી ગયો છુ છૂટા છવાયા હૃદયના બેએક બાકીના અને બેએક નવીન સ્ફુરેલા ઉદ્દગારો ! આમા તો માત્ર જણાવીશ

દેવી સરસ્વતીને ક રૂં મ્હારી આ અગીઆરમી પુષ્પ–માળા ! પ્રથમ દશ પુષ્પ–માળા જેટલા પરિમલ ! સૌન્દર્ય અને માધુર્ય એમા છે કે નહિ ? એનો નિર્ણય આપને સોપુ છુ પરન્તુ એટલુ તો ખરૂ ! કે દિન દિન પ્રત્યેક લેખકની લેખીની મ્હોટે ભાગે સુધરતી જાય છે ! જેમ બાળક ! મ્હોટુ થતા ! બુદ્ધિમા ને વયમા વધતા ! બોલવે, ચાલવે, અને ખાવે પિવે કઇક સમજણુ થતુ જાય છે

ડિટેકટીવ નવલકથાની ગણત્રી સાહિત્યમા ભલે હોય ! કે ન હોય ! ( ન હોય ! તો તે શા માટે ? એ ઇશ્વર જાણે ! ) પરન્તુ આવી નવલકથાઓ ગુજર–સાહિત્યના ગૌરવમા હીણપ તો નથીજ લગાડતી, એ તો ચોક્કસ પણ ભલે ! સાહિત્યકારો એમ માને ! કે આ પ્રકારની નવલકથાઓ સાહિત્યના ક્ષેત્રમા કશી સુન્દર વૃદ્ધિ નથી કરી શકતી ! પ્રત્યેકના અભિપ્રાય ને માન્યતા પ્રત્યેકને મુબારક ! સાહિત્યનુ ક્ષેત્ર ખેડવા સવ સાહિત્યકારો સ્વતત્ર !

આ પ્રકારની નવલકથાને ડિટેકટીવ નવલકથા કહેવી કે કેમ ! એ પણ મ્હારે માટે તો એક ગભીર પ્રશ્ન છે નામ અને માહે આલેખાયલુ કામ જોતા કોઇ એને ડિ નવલકથા નજ કહે હુ પે નથી કહેતો ખરૂ જોતા એક કાલ્પનિક અને સર્વ સાધારણ સામાજીક કથા છે છતા સૌને આને ઉપર ડિટેકટીવ શબ્દ લખેલો જોઇએ છે તો આમા તે પણ છે.

જનસમાજ મ્હારી આગળની કૃતિઓની માફક આ કૃતિને પણ ઉત્સાહપૂર્વક વધાવી લેશે, તો ઈશ્વરકૃપાએ હુ આથીયે સગીન કૃતિઓ વાચક સમક્ષ ધરવા શક્તિમાન થઇશ

પ્રભો ! મ્હારી એ શુભાભિલાષા પાર પાડે ! એજ પ્રાર્થના

સવત્ ૧૯૯૧
—શ્રાવણ—
શ્રી કૃષ્ણજયન્તિ–જન્માષ્ટમી

ભવદીય–સાહિત્યસેવક,
ગમનલાલ હીરાલાલ બદામી "પુષ્પ."
વાડીફળીઆ પજથીઆ શેરી—સુરત

શ્રી

# "સમર્પણ."

વડીલતુલ્ય વદનીય —

## રા. રા. ચુનીલાલ ભાઈદાસ ભડારી.

સુરત

આપનો મ્હારા તરફનો અવર્ણનીય પ્રેમ !

સમયો સમયની યોગ્ય સલાહ ! અને સહાનુભૂતિ !

અકલ્પિત ઉત્તેજન ! તથા લીધેલ અનન્ય સતત્ પરિશ્રમ !

માયા મમતા તેમજ નિસ્વાર્થતા !

આટઆટલા આભારોથી દબાયલો ! અને તમો પ્રતિ અનેરી રીતેજ આકર્ષાયલો એવો હુ આ એક અલ્પકૃતિ મ્હારી ન્હાનકડી

"પવિત્ર ચાહ"

તમારા ચરણોમા ધરી આજે કાઇકાશે કૃતકૃત્ય થાઉ છુ, અને સદા સર્વદા તમારા સ્નેહ ! સહાનુભૂતિ ! અને સુસલાહનીજ આશા રાખુ છુ

સમર્પનાર તમારો —

નમ્ર વિનીત બાલક "ગમન"

# સરોવરની સુન્દરી

વા

# "ગુલાબનું ફૂલ."

(ભાગ બીજો)

## પુષ્પ:—૧લું.

### "સાહસ અને પસ્તાવો !"

વિચારો દ્વિજની નારી    નકામો નોળને મારી,
પછી પસ્તાઇને રોઇ    નહી સાહસ કરો કોઇ

*    *    *

રે ! પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમા ડૂબકી દઇને પુણ્યશાળી બને છે

કલાપી



"ઓહ ! ગઇ ! એ ગઇ ! સરોજ ગઇ !" બહાદુર બ્હારવટીઆ ગુલાબસિંહના મુખમાથી આર્ત્તવાજ શબ્દો બહાર સરી ગયા

મધ્યરાત્રિની ભયાનક શાન્તિમા સરિતાના ગભીર જળમા એક જબરજસ્ત ધમાકો થયો.

નિ:કલંકીત સરોજ ! સરોવરની સુન્દરી ! પતિની આંખમાં કલંકીની ઠરતા અગાઉ પોતાની નિર્દોષતાની પ્રતીતી દેવા એ પ્રભુના દરબારમાં પ્હોંચી ગઇ ગુલાબસિંહ એ તણાતી દેહીને ફાટી આંખે જોઇ રહ્યો તેની આંખોમાંથી અવિરામ અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો શંકાનો કીડો મગજમાંથી નીકળી જતા તેને જગત આખું અંધકારમય ભાસતું હતું સરોજના આ અણધાર્યા સાહસે તેનું પાગલ હૃદય કોઇ પણ જાતના એક દૃઢ વિચાર વિના ઘૂમી રહ્યું હતું

"સરોજ ! સ્વર્ગીય દેવી ! મ્હને માફ કરજે હું આંધળો ત્હારા પવિત્ર અને નિર્દોષ ચારિત્ર્યમાં શંકા કરતા જરૂર ભૂલ્યો છું ત્હારા આટલા અને આવા વિશાળ દયાળુ દીલને જાણવા હું ખરેખર અશકિતમાન નિવડયો હાય ! ત્હારી એ બાળકી સરયુ ! 'બા કયાં ગઇ ?' પૂછશે, ત્યારે હું તેને શો જવાબ દઇશ ?

શંકીત-હૃદયના માનવો કરતા ન કાંઇ વિચારતા,
સાહસ કર્યાં પૂઠે નયનમાં શીદ આંસુ સારતા ?
હૈયાફુટા ! નિર્દય જીવો ! પ્હેલા દયાને ત્યાગતા,
હીરો ગુમાવી હાથથી પાછો પછીથી માગતા

ખરેખર !

જીવતા ન જેના સદ્ગુણો દુનિયાથી સંભાગય છે
તેનીજ મૂવે ખોટ ઘરમાં કેટલી ? સમજાય છે
ઢોળાયલા દૂધની ઉપર અફસોસ ! હાય ! કરાય છે,
રાંડયા પછી દુનિયા ! બધાને કેમ ડાં'પણ થાય છે ?

હુંજ મૂર્ખ, કે મ્હે તેનું કહ્યું ન માન્યું .

• આંસુ ભરેલી આંખ! કરણાલાપથી હૈયું ભર્યું,
તેં જોઇ પણ નહિ હાય! પત્થરનું હૃદય આ પીગળ્યું
નિર્દોષતાની ખાતરી નિર્દય હૃદયને થઇ નહિ,
એ પાપીણી શંકા! પ્રભુ! મ્હારા હૃદયથી ગઇ નહિ

નક્કી મ્હારૂં પવિત્ર હૃદય પલટાઇ ગયું, અને તેનેજ લઇને આ વિમાસવાનું થયું ક્ષમા કર! ક્ષમા કર! ઓ દેવી! જો હું ભૂલ્યો હોઉં! તો જીંદગીમાં આ પ્હેલીજ વાર! અને તેને માટે મ્હને ત્હારા સદાના વિયોગની ભયંકર શિક્ષા પણ થઈ ગઇ છે છતાં પણ એ ભૂલને માટે ઓ દયાળુ દેવી! ત્હારી અને એ દયાળુ પ્રભુની એકસરખી અંતઃકરણથી માફી ચાહું છું અરેરે! આ અભાગીએ તને મહાજ અન્યાય આપ્યો છે

ભયંકર ભૂલ છે મ્હારી ત્હને અન્યાય આપ્યો છે,
સતી! અંતરધ્વનીને મ્હેં અભાગીએ ઉથાપ્યો છે
અહા! કુદરતતણી શિક્ષા જીવનભર યાદ આ રે'શે,
હવેથી જીંદગીમાં "જોઇને ચાલો" સદા કે'શે

અફસોસ! મ્હેં શું કર્યું?

સાહસ અવિચારી બની! જે માનવીથી કરાય છે,
તેની દશા પાછળ પછી મ્હારી પ્રમાણે થાય છે
આંખો વિષેથી આંસુની ધારા કહ્નની ઉભરાય છે,
"અવિચારી પગલું ક્યાં ભર્યું?" કહી બાપડા પસ્તાય છે

સમય અને શક્તિ ઉપર પ્રથમ વિચારો ખૂબ!
તે પછી સાહસ ખેડવા! માનવ! પગલું મૂક"

પત્નીના આપવાતના કારી ઘાએ પીડાતો પવિત્ર મ્હારવટીઓ પ્રભુને નમ્યો નીચે વહેતી સરિતાના પ્રવાહ પ્રતિ તેણે એક નજર નાખી થોડી વાર જોઇ રહ્યા પછી પુન તે બોલ્યો

"હૃદયનો તાપ એમને એમ હોનવાય ! એમ નથી લાગતુ હા સામળો ! એજ ! એજ સાદ ! મધુરો કંઠ મ્હારી સરોજ મ્હને પોતાની પાસે બોલાવે છે ચાલ

જગતમા જીવ જે જન્મ્યા બધા તે ચાલનાના છે,
કરેલા કર્મના સહુને હિસાબો આલનાના છે
અગર સ્નેહી ! અગર શત્રુ ! ત્યહા ભેગા થવાના છે,
શુભાશુભ કર્મના કડવા નીઠા ફળ ચાખવાના છે

અને તેમાનો હુયે એક હોઇશ મ્હારે પણ એ પ્રભુને ઘેર ન્યાય થશે હીસાબ પૂછાશે અને તે વખતે

ધર્મી થવાના ખુશ જ્યારે પોક પાપી મૂકશે,
ઉચી ગણાતી ગરદનો પણ એ જગ્યાએ ઝૂકશે
જગ ! પૂણ્યવન્તાને ચઢાવી પુષ્પ મગતા પૂજશે,
પણ પાપીના મુડદા ઉપર સૌ થૂ કહીને થૂકશે

અને હુ પણ એ દરબારમા ચુકાદો સાભળીને ચોધાર આસુએ રડી પડીશ

અહા ! નિર્દોષ નારીને અતિ અન્યાય મ્હે આપ્યો,
સુખી ઘરમા અભાગીએ બળાપનો ભડકો ચાપ્યો
ગુમાવ્યુ રત્ન મૂર્ખાએ હવે પસ્તાઉ છુ પૂરો,
બનાવ્યો અંધ શંકાએ ! વીરાઓ ! જુલ્મ છે બૂરો

દેવી ! દેવી ! મ્હારી સરોજ ! મ્હારા હૃદયના ઉભરાઓ હવે હું ક્યાં ? કોની પાસે ઠાલવીશ ? ત્હારા વિના સૂના લાગતા સરોવરને ! ઘરને ! અને સંસારને હું ત્હારી ખોટ શી રીતે પૂરી પાડીશ ? દેવી ! દયા કર !

ભૂલેલા જીવને માટે દયા શિક્ષાજ મ્હોટી છે,
સતી ! સુધારવા માટે ક્ષમા એ શ્રેષ્ઠ સોટી છે

ઉભી રહે ! હું પણ આવું છું

અપરાધી હું ! અરજી દયાની ! ત્હારી પાસે લાવું છું,
ભૂલમાં કરેલી ભૂલને પસ્તાઇ ધોવા આવું છું.
સાહસ અવિચાર્યું અરેરે ! હાય ! કરતા થઈ ગયું,
સુરદાસ તુલસીદાસને પણ ભાન પાછળથી થયું,

તો પછી હું પણ તેવોજ એક પામર મનુષ્ય છું

ઉભી રે' સ્વર્ગમાં દેવી ! હવે તુજ પાસ આવું છું,
જગતના જીવને છેલ્લો હૃદય-સંદેશ કહું છું

**નહિ જો હોય પસ્તાવું વિચારીને કદમ ભરજો,**
**કદી શકીત-હૃદય ! સાહસ અવિચાર્યું નહિ કરજો "**

ગુનામસિહ પસ્તાયો વગર વિચાર્યું સાહસ એટલેજ પસ્તાવાનું પગથીઉ

ગુનામસિહ આ છેલ્લા શબ્દો બોલી સરોજનો આઘાત ન સહન થવાથી પાગલ બની સરિતાના ગંભીર જળમાં પ્રિયાની પૂઠે પડવા નીચો નમ્યો ! એકજ પળ ! અને એક ચમત્કાર બન્યો સાહસ કરવા તત્પર બનેલા લુટારૂને પાછળથી કોઇએ પકડી લીધો



## પુષ્પ:—રજું

### "સેવકધર્મ !"

ચઢતી ઉપર ચાળીસને પડતી ઉપર એકે નહિ,
સંસારમાં શ્રીહીનને કોઈ કદી દેખે નહિ
સંકટ વિષે સ્વાર્થી સગાઓની પરીક્ષા થાય છે
આપતીકાળે આપણું છે કોણ? તે સમજાય છે



બીજું માનો કે ન માનો એ તમારી મુન્સફી ઉપર છે, પરંતુ એટલું તો અવશ્ય જાણજો કે પ્રભુ કોઇનો ગયો નથી, જતો નથી અને જવાનો પણ નથી એ સર્વવ્યાપી વિશ્વેશ્વર સદાસર્વદા સંકટમાં સપડાયલા સજ્જનોને દુર્જનોના હાથમાંથી બચાવી લે છે

દુર્જનોને મારવા ને સજ્જનોને તારવા,
અવતાર લે છે **શ્રીહરી** ! નિજ ભકતને ઉદ્ધારવા

પરન્તુ તે કયારે ? કયાં ? અને કયે સ્વરૂપે આવશે ! તેની ખબર નથી રહેતી !

બદમાશ ડિટેકટીવ **ભાનુના** દગાનો—ધકકાનો ભોગ થએલ **વીરો** પર્વતની ઉંચી ખીણ ઉપરથી (પગ લપસી જવાથી) નીચે પડયો. પોતાનો અંતિમ કાળ તેણે પાસેજ જોયો પરન્તુ વિધાતાએ તેનું

• આયુષ્ય હજુ બાકી રાખ્યુ હતુ, જેને લઇને તે પણ ભયંકર આફતમાંથી વગર ઇજાએ ઉગરી ગયો એ ઈશ્વરકૃપા નહિ તો બીજુ શુ?

જે રસ્તે વીરો પડી ગયો, તેજ રસ્તે એ પહાડી ભૂમિમા અધવચ્ચે એક વૃક્ષ ઉગેલુ હતુ દૈવયોગે નીચે પડતા વીરાના હાથમા તેની મજબુત ડાળીઓ આવી ગઇ તે પહાડના મધ્ય ભાગે વૃક્ષ શાખા પકડી તેની ઉપર લટકી ગયો

આવી સ્થિતિમા રહ્યાને તેને થોડી વાર થઇ હશે; એટલામા તેની ચકોર આંખોએ નીચે અંધારામાથી કોઇ મનુષ્ય વ્યકતિને પસાર થતી જોઇ મદદને માટે બૂમ મારવા નિશ્ચય કર્યો પરન્તુ પહાડ ઘણોજ ઉંચો હોવાથી બૂમ નીચેની વ્યકિત સાંભળી શકે એમ ન્હોતુ વીરાના ભેજામા એક નવી યુકિત આ વેળા સુઝી આવી તેણે એક હાથે ઝાડની ડાળી મજબુત પકડી આખા શરીરનો ભાર ટેકવ્યો જીવલેણ સાહસ ખેડતા આ બહાદુરીઆના વીર સેવકે બીજે હાથે કમરપટામાથી પોતાની પિસ્તોલ ખેચી કાઢી નીચે બા'ર કર્યો

ભયંકર અવાજે તે નીચેની વ્યકિતનુ ધ્યાન ખેચ્યુ પોતાની ઉપર બરાબર દ્રષ્ટિ પડે એ માટે વીરાએ ઉપરાઉપરી પિસ્તોલના પાચ બ્હાર કર્યા જેના પ્રકાશમા નીચેની વ્યકિતએ બા'ર કયાથી થાય છે? તે જોઇ લીધુ તે ઉપર દોડી આવી

પહાડની ઉપરની બાજુએથી વીરો થોડોજ નીચે હતો પેલી અજાણી વ્યકિતએ ઉપર આવી પિસ્તોલના બાર કરનારની તપાસ કરવા માડી પરન્તુ તેને કોઇ દેખાયુ નહિ તે પાછા ફરવાની તૈયારીમા હતી, ત્યા તેને વીરાની બૂમ સભળાઇ

"આમ આવો! આમ આવો!"

નવીન વ્યક્તિ દોડી તેણે ગજવામાંથી એક ચકમકનો પત્થર કાઢી સૂકું ઘાસ સળગાવ્યું પ્રકાશ ચારે બાજુ પડ્યો મુખ ઉપર અજવાળુ પડતાજ તે વ્યક્તિ બોલી ઉઠી

"કોણ ? વીરો ?"

પરન્તુ વીરો હજુ તેને ઓળખી શક્યો ન હતો આવનાર વ્યક્તિએ કમરે બાંધેલું એક લાંબુ દોરડું છોડી નાખ્યું દોરડાને એક છેડે પત્થર બાંધી તેણે ઝાડ ઉપર નાખ્યો થોડી વાર આમ પ્રયત્ન કરવા પછી તે સફળ થયો વીરાના હાથમાં દોરડાનો એક છેડો આવ્યો જે તેણે ઝાડની મજબુત ડાળી સાથે બાંધી દીધો ત્યારે બીજો છેડો પેલી નવીન વ્યક્તિએ પહાડ ઉપરના એક જબરા પત્થરની આસપાસ લપેટી દીધો

ભડભડાટ બળતા સુકા ઘાસના પ્રકાશના આધારે આધારે દોરડા વાટે વીરો પહાડ ઉપર આવ્યો એજ પ્રકાશમાં તેણે પોતાના મદદકર્તાનું મોઢું જોયું ને બોલી ઉઠ્યો ' કોણ ? તમે યુ ”

વીરો આગળ ન બોલ્યો પોતે આ સ્થિતિમાં કેવી રીતે આવી પડ્યો ' તે વાત તેણે પોતાના એ બચાવનારને કહી સંભળાવી પ્રત્યુત્તરમાં પેલો બચાવનાર બોલ્યો

" ભા , ”

' ચૂપ ! તમે મ્હને વીરાનેજ નામે બોલાવજો ” વીરાએ તે નવીન વ્યક્તિને કોઈક છૂપો ભેદ ઉઘાડો પાડતા અટકાવી

"વાહ ! વીરા ! પેલી આવે નવી ગાવી ગી છે, તે તો ત્હું જોઈ છને ?"

" હા ! ”

"હો સાંભળ ! હું મ્હારી ઝુંપડીમાંથી કોઇ એક વિચિત્ર વ્યકિતની પૂઠે પડયો હતો તેની પાછળ દોડતા દોડતા મ્હે અર્ધરસ્તે એક સ્ત્રી અને પુરૂષ એમ બે વ્યકિતઓને એ સરિતાની ઉંચે આવેલા પર્વતની ભેખડ ઉપર જતા જોયા છે પરંતુ હું તેમની પાછળ ન ગયો મ્હારૂં ધ્યાન મ્હારા હાથમાંથી છટકેલી વ્યકિત ઉપર હતું તેની શોધમાંજ હું નીકળ્યો હતો પરંતુ મ્હને ભલથાપ આપી તે છટકી ગઇ છે હું એનીજ શોધમાં અહીં ફરતો ફરતા આવ્યો હતો પરન્તુ એટલામાં અચાનક ત્હારો મેળાપ થયો "

"તેનું માથું ખુલ્લું હતું ?" વીરાએ પૂછ્યું

"હા ! તે ઉપરાંત તેનો પોશાક પણ કોઇ રાજ્યના સત્તાધારી સેવક જેવો હતો વળી કેમ જાણે તે કોઇના હાથમાંથી છુટી ન્હાઠો ન હોય? તેમ જીવ લઇને દોડતો હતો "

'નક્કી ત્યારે તો એજ " વીરો પોકારી ઉઠયો

" કોણ ? '

મ્હને આ દશામાં મુકી ન્હાસી જનાર બદમાશ ડિટેકટીવ ભાનુ"

વીરાની કલ્પના સત્ય હતી પેલી નવીન વ્યકિતએ પૂછ્યું, "ત્યારે હવે શું વિચાર છે"

"હું ધારૂં છું કે એની તપાસ મ્હનેજ કરવા દે તો સારૂં ! અને તું પેલી ભેખડને રસ્તે જઇ થોડા વખત ઉપર અહીંથી પસાર થનાર એ બે વ્યકિતઓની તપાસ કર"

બંને છૂટા પડયા પરન્તુ વીરો એ ન સમજી શકયો, કે એ એક પુરૂષ અને એક સ્ત્રી કોણ હશે? વિચાર કરતો અને શોધતો વીરો પેલી ભેખડવાળી જગ્યાએ આવી પહોંચ્યો ત્યાં થોડે દૂરથી તેની નજર

જળમાં ઝપાપાત કરતી એક વ્યકિત ઉપર પડી જે ગુલાબસિંહ પોતે હતો. વીરાએ દોટ મૂકી, અણીનેજ પ્રસંગે તેને પકડી લીધો.

"કોણ મ્હારા અન્નદાતા! માલીક!" ગુલાબસિંહનું મોઢું જોતાજ વીરો બોલી ઉઠયો.

"હા! તું કોણ વીરો ?"

"હા પ્રભુ! આ શું ? તમે અત્યારે અહીં કયાંથી ?"

"એ વાત કરવાનો અત્યારે વખત નથી. વીરા! તું "

"કેમ અટકી ગયા? બોલો પ્રભુ! શી આજ્ઞા છે?"

"સરોજે અહીંથી પડી આપઘાત કર્યો છે તું દૂર થા! ખસ.. મ્હને એની પાછળ જવા દે પડવા દે બચાવવા દે "

"નહિ! ધીરજ રાખો! પ્રભુ! આપની સરોજને બચાવવા હું પડું છું તમે જાવ સૂનેલી સરયુની સભાળ રાખો વીરા ઉપર પૂરેપૂરો વિશ્વાસ મૂકો! હું સરોજને બચાવી આ આવ્યો "

જોતજોતામાં સ્વામીભકત સેવક વીરો! નદીના જળમાં કુદી પડયો એનું નામ તે **સેવકધર્મ**!

પોતાના પ્રાણની પરવા ન કરતા સ્વામીના સુખને ખાતર સરિતાના ઉંડા જળમાં મધ્યરાત્રિએ વગર વિચારે ઝંપલાવનાર વીરાને માટે ગુલાબસિંહના મુખમાંથી ધન્યવાદના ઉદ્‌ગારો સરી પડયા પળ ભર તે સરોજના આઘાતને પણ ભૂલી ગયો "શાબાશ! સ્વામીભકત સેવક! શાબાશ!"

ધન્ય છે વીરા! તારા સેવક ધર્મને! તારી જનેતાની કૂખને!
પરમેશ આપો પુત્ર તો! આવા ભવોભવ આપજો,
મા ભારતીની કૂખથી આવાંજ રત્નો પાકજો



# પુષ્પ:—૩જું.

## " એ આંસુભરી યાદ ! "





પ્રભાત થયું છતાં હજુ વીરો ન આવ્યો તે નજ આવ્યો અધીરો ગુલાબસિંહ તેની વાટ જોઇ જોઇને થાકયો તરેહ તરેહના સારા નઠારા વિચાર તેના મગજમાં આવવા લાગ્યા આખી રાત્રિમાં એક પળ માત્ર પણ તેણે આંખો ન્હોતી મીંચી ઉજાગરા અને આંસુઓથી તેની આંખો લાલ થઇ ગઇ હતી તેનું ચિત્ત ઠેકાણે ન હતું તેની નજર શય્યામાં સુતેલી સરયુ ઉપર પડી

ફરી પાછી સરોજ સાંભરી ! પ્રેમાળ પત્નીની નિર્દોષ અને પવિત્ર છબી દ્રષ્ટિ સમક્ષ ખડી થઈ સ્નેહભીનું હૃદય રડી પડ્યું. તેની આંખોમાં પાણી ભરાયા સૂતેલી પુત્રીના ગાલે પિતાએ એક પ્રેમાળ મધુર ચુંબન કર્યું

સરયુ જાગી ઉઠી પ્રેમાળ પિતાએ પ્રેમથી તેને છાતીએ લગાડી નિર્દોષ કન્યાએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો

"બાપુ ! બા કયાં છે? "

મહા મહેનતે હૃદય ઉપર પત્થર મુકી ગુલાબસિંહ બોલ્યો "બહાર ગઇ છે બેટા ! જા તું નાહી આવ એટલે આવી રહેશે "

સરયુને સમજાવીને સ્નેહ–સરોવરમાં સ્નાનાર્થે મોકલી ઉદારવ-ટીઓ એકદમ રડી પડયો તેના હૃદયમાં એમ સજ્જડ ઠસી ગયું કે હવે આ જન્મમાં તો કદાપી તેની પ્રિય સરોજ તેને પાછી મળનાર નથી તેમજ વીરો પણ એ અગાધ સરિતાના જળમાં કદાચ સદાને માટે ન પોઢી ગયો હોય ! ગદ્‌ગદ્‌ કંઠે તે બોલ્યો

"ઓ દયાળુ ઇશ્વર ! જો મ્હેં જન્મભર પવિત્ર વર્તન કીધું હોય ! જગતની રમણીઓને માતા પુત્રી અને ભગિનીઓની પવિત્ર નજરથી નિહાળી હોય ! તો મ્હારી આટલી ભૂલ તું માફ કરજે"

હે દયાળુ ઇશ્વર ! હવે તો દયા ત્હારી ચ્હાઉં છું,
જે ભૂલ કીધી ! તે બદલ ! પૂરેપૂરો પસ્તાઉં છું
આધાર તું છે એકલો ! ત્હારૂંજ શરણું સાઉં છું
વિશ્વાસ રાખો ! દેવતા ! સોગન તમારા ખાઉં છું

હવે હું જીંદગીમાં નહિ ભૂલું જોઇ વિચારીનેજ હમ્મેશા પગલું ભરીશ ! આવું અવિચારી કામ કદાપી નહિ કરીશ પરન્તુ મ્હારી આટલી નમ્ર અરજ જરૂર ધ્યાનમાં ધરજો મ્હારી સરોજ મ્હને પાછી મળે ! એટલું તો અવશ્ય કરજો

ધોવાઇ જાતા પાપ ! આપોઆપ એ બોલાવશે
અમ પ્રેમ સાચો દેવના સિંહાસનો ડોલાવશે
દેવી ! પતિવ્રતના પ્રભાવે ! પાછી અહીંઆ આવશે,
નહિતો જીગરના આંસુઓ જીતી સતીને લાવશે

અગર તેમ નહિ તો—

વાયુ ! સતીને સ્વર્ગમાં સંદેશ મ્હારો કા'વશે,
મોડી અગર વ્હેલી અચળ પ્રીતિ અમારી ફાવશે
સ્વર્ગે સતીને તું અહા ! પ્રાણેશ્વરી ! શરમાવશે,
ઇશ્વર ! ત્હને નકકી જગતમાં આવવા ફરમાવશે

યોગેન્દ્ર

# શ્રી માલવપતિ

# સચિત્ર રાજા ભરથરી. સંગીત

સુંદર બાગ ચિત્રો સાથે હરિગીત છંદમાં.



જ્ઞાતા પ્રતીત વિચારમાં હશે અવશ્ય વાંચીયે,
એવી કમાન સહુ કુટુમ્બ[illegible] આપીયે,

આ [illegible] — 'શ્રી નવજીવન પુસ્તકાલય'
એકલા માલિક—શા છોટાલાલ ઉજમલાલ.
[illegible]—સુરત

માળવાના ભૂપતીની વાંચવા લાયક કથા ફક્ત નવ આનાની ટીકીટ બીડી
આજેજ મગાવી લ્યો.

. અને પછી તું મ્હને મળજે આપણે બેઉ સંસારમાં સ્નેહ સંપથી સ્વર્ગ ઉતારશું

અરે! પણ આ શું? હું આ બધું ગાડાના માફક શું લખ્યો જાઉં છું હા હા હા હા ખરેખર સરોજ! સરોજ! ત્હારા આઘાતે હું પાગલ બની ગયો છું તું મ્હને બોલાવે છે? ઉભી રહે આ આવ્યો "

પ્રિયાના શોકમાં દિવાના બનેલા ગુલાબસિંહે શય્યા નીચેથી ભરેલી પિસ્તોલ હાથમાં ઉપાડી આપઘાત કરી મરવાના વિચારે તે પોતાની છાતી સ્હામે ઉંધી ધરી

પરન્તુ એટલામાજ ત્યાં વીરો આવી પહોંચ્યો "હા! હા! પ્રભુ! આ શું?" કે'તાજ એક ઝપટ મારી તેણે પિસ્તોલ ખુંચવી લીધી ગુલાબસિંહની નજર વીરા ઉપર પડતાજ પાછો તે હોશમાં આવ્યો તેણે વીરા સ્હામું ટગર ટગર જોયું

જ્યારે વીરાની આંખોમાં પાણી હતા ટાંટીયા ધીરા ઉપડતા હતા. મોઢા ઉપર નૂરનું નામ ન્હોતું

ગુલાબસિંહ તેના મુખ ઉપરથીજ "શું બન્યું છે?' તે પામી ગયો ભરાયેલા હૃદયે ને ગદ્ગદ કંઠે તે પોતાના કપાળે કરપ્રહાર કરી બોલ્યો

"વીરા! શા સમાચાર?"

પરન્તુ વીરો શું વદે? પ્રત્યુત્તરમાં તેણે પણ કેવળ આંસુજ વેરી બતાવ્યા તેનું ડોકું અમંગળ સૂચવતું મ્હેજ હાલ્યું તેણે મોઢું નીચું કરી નાખ્યું

"વીરા! કહે! મ્હને કહે શું મ્હારી સરોજની કશી પણ ભાળ ન મળી?"

છતા જવાબ ન મળ્યો વીરાના હૃદયમાથી એક અફસોસનો નિશ્વાસ નીકળ્યો ગુલાબસિહ સમજી ગયો તેનુ હૃદય પુનં ભરાઇ આવ્યુ તે બોલ્યો

"વીરા! તુ રડે છે?"

"તો શુ કરૂ? પ્રભુ!"

'તુ અને હુ આપણે બને એમ ધારીએ છીએ કે રડવાથી હૃદયનો ભાર ઓછો થશે પણ ના વીરા! મ્હને તો એમ કરવાથી ઉલટુ વધારે ને વધારે લાગે છે તુજ કહે કે હવે આપઘાત સિવાય આ ભયકર તાપનો બીજો શો માગ હોઈ શકે?'

ગુલાબસિહે વીરાને સમસ્ત ઘટના કહી સભળાવી ક્ષણભર વીરો પણ ગુલાબસિહની આ ભૂલને માટે અજાયબ થયો પછી તે બોલ્યો

"પ્રભુ! આપ આશા ન તજો! આશા અમર છે જો કે સરોજની કઇ પણ ભાળ મળી નથી, તો પણ તે ઉપરથી તે મરીજ ગઈ, એમ માની લેવાનુ શુ કારણ? ઇશ્વર ઉપર ભરોસો રાખો! એનુ જ ધાર્યુ થાય છે, અને થશે"

'એ બધા હવે ખાલી મન વાળવાના ફાફા છે

ગઈ વસ્તુ જતી રે' છે સમજવી કે સદા માટે!
નદીઓ શોકની વ્હે છે સમજવી તે સદા માટે!
સમય, કીર્તી, અને સ્નેહી ગયા તો તે સદા માટે,
જીગરના તાર તૂટયા જે સમજવા તે સદા માટે

વીરા' વીરા!

પિંગળાના પ્રાણ તે પાછા નહિ આવ્યા !
• માલવપતિ એ તો ! મદાને માટ સિધાવ્યા
છૂટી ચૂકયુ જે બાણ ! તે નહિ પકડવુ ફાવે,
જે ગયુ તે તો ગયુ પાછુ હાથ ! નહિ આવે"
'ખોટી વાત ! અન્નદાતા ! આપ આમ કેમ બોલો છો ?
રે ! અસ્ત થયલો સૂર્ય પણ પાછો ફરી દેખાય છે,
• વર્ષા ઋતુ વર્ષ પધારે ! શાન્ત ચાતક થાય છે
લીખો નિરાશામા જુઓ આશા કિરણ દેખાય છે
જો હોય સાચો પ્રેમ તો મુડદા સજીવન થાય છે.
સત્યવાન સાવિત્રીને તારાતે નિજ નાથ,
દ્યુમતસેન હરિશ્ચંદ્રને મળ્યા રાજ ને તાજ
સગાળશાને સુત તો મયૂરધ્વજને પ્રાણ,
શ્રદ્ધા ! ને વિશ્વાસના-સાચા આ એંધાણ

પ્રભુ ! આપ આ વીરાના વચનમા અને એ પ્રભુના ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખો !

વિશ્વાસ રાખો ! વિશ્વનો એ તાત દુખડા ફેડશે,
સાચો હૃદયમા પ્રેમ જોતા ત્યા તમોને તેડશે
જોશે તમારૂ દીલ ! ને નિર્ણય પછીથી આપશે,
રાખો અચળ શ્રદ્ધા ! તમારા એજ કષ્ટો કાપશે"

'વીરા ! એ બધુ ખરૂ છે પરન્તુ હૃદયમા પડેલો ચીરો ! અને તેનાથી થતી વેદના ! એતો જેને વીતે તેજ જાણે !

પ્રસુતીની પીડા ભલા ! વંધ્યા જાણે શુ ?
(ખાખરની) ખિસકોલી સાકર તણો ! સ્વાદ વખાણે શુ ?

આરસી આપો અંધને ! એમાં નિરખે શું ?
હીરો આપો અભણને તેમાં પરખે શું ? . .
રત્ન ઝવેરી પારખે પાપ પારખે આપ !
સંગીત એ શું ચીજ છે તે સમજે ઉસ્તાદ
વીરા ! વીરા ! હું તને શું કહું ?
જે જે જીગરમાં ઘા પડયા તે તે કદી ફીટે નહિ,
અંતરપીડા ! આશ્વાસનો આપો છતાં મીટે નહિ
થાતા શરીરે રોગ ઔષધ ને ઉપાય અતિ મળે,
પણ દર્દ જેના દીલમાં છે ! તેમનું કૈં ના વળે
હૈયે ખૂચે પ્રિયના વિરહવેદના–બાણ,
પ્રેમ–દર્દના પથીઓ ! છેવટ છોડે પ્રાણ

અને હું યે ઉર્વશીની પૂઠે પુરૂરવાની માફક પ્રેમઘેનો બની ભટકીશ અજની માફક વિલાપ કરી માથું પટકીશ લયલા મજનું ! અને શીરીં ફરહાદ સમાન પ્રાણ તજીશ ”

ગુલાબસિંહ હજુ આગળ બોલ્યોજ જતે, પરન્તુ એકાએક પોતાના માથા ઉપર એક સુકોમળ કરના સ્પર્શે તે અટકયો, ચમકયો પાછું ફરી જોતાં પોતાની એકની એક પ્યારી પુત્રી સરયુને ઉભેલી જોઇ વ્હાલથી તેને છાતી સાથે લગાડી

"બાપૂ ! તમે રડો છો કેમ ?"

રડતે હૃદયે સરયુને માથે હાથ ફેરવતા પિતાએ પુત્રીને તેની માતાના શોક–સમાચાર કહ્યા "બ્હેન ! ત્હારી બા હવે તને નથી મળવાની બોલ ! બાપૂ પાસે ગમશેને ?"

સરયુ તેર વર્ષની બાળા પિતાના બોલવાનો ભાવાર્થ સમજી ગઈ પોતાની માતાના મૃત્યુ પૂઠે તેણે વેરાય એટલાં આંસુ વેર્યાં.

પરન્તુ વિધાતાની વિચિત્ર લીલા પાસે કોઈ શું કરી શકે એમ છે?

સમય પાણીના રેલા સમાન વ્હેતો ચાલ્યો દિવસ જતાં સરોજની જગ્યા સરયુ લેવા લાગી છતાં પત્નીની પ્રેમાળ મૂર્તિ ગુલાબસિંહના હૃદયમાંથી ન ભૂલાઇ એએક વખત તેણે આપઘાત કરવાનો નિશ્ચય પણ કર્યો, પરન્તુ સરયુના સોગન આપી વફાદાર વીરાએ તેને રોક્યો.

વાચક! આ હૃદયભેદક વાતને! અને આ આંસુભર્યા પ્રસંગને બન્યાને આજ એક માસ થઈ ગયો છે જે સરિતાના ગંભીર જળમાં સરોજે પ્રેમથી દેહ–બળિદાન દીધું હતું, તેજ સરિતાના નિર્મળ અને પવિત્ર જળ પાસે બેભાન ભાનુમતીને લઇને ગુલાબસિંહનો ઘોડો આવી રહ્યો હતો સરિતાને જોતાજ બ્હારવટીઆના હૃદયમાં આ ભૂત-પ્રસંગ પુનઃ તાજો થયો કેમ જાણે ગઇ કાલેજ ન બન્યો હોય!

રાજકુંવરી ભાનુમતીના અચેતન શરીરને તેણે પાસેના એક વૃક્ષછાયા નીચે સાવચેતીથી સુવાડયું અશ્વને ચરવા છૂટો મૂકી દીધો. સરિતાના જળની અડોઅડ તે આવ્યો ક્ષણવાર જોઇ રહ્યા પછી તેની આંખોમાંથી દડ દડ અશ્રુપ્રવાહ વ્હેવા લાગ્યો સરિતાને જોતાજ આજે એક માસે પાછી એ આંસુભરી યાદ તેને સાભરી આવી.



## પુષ્પ:–૪થું.

### "દિવ્ય–ભણકાર"

દુનિયા કહે છે વાત તે! સાચી અહીં લેખાય છે,
કે "પ્રેમીઓ નિજ પ્રિયને પાછા ફરી દેખાય છે"

મરનારની એવી છબી તે ભૂત માની જાય છે.
પળવાર દિલમાં દિવ્ય–ભણકારા ! મૃતકના થાય છે





રાત્રિ પડી ચૂકી હતી પૂર્ણિમાના ચંદ્રની ધવલ ચાંદની પોતાનો પ્રકાશ સ્થળ–જળ તમામ ઉપર એક સરખી રીતે ફેંકી રહી હતી બહારવટીઓ ખુલ્લા અનિંદ્ર સજળ નયને એ વ્હેતી સરિતા પ્રતિ જોઈ રહ્યો હતો તેના મુખમાંથી સરિતા અને ચંદ્રિકાને જોઈ ઉદ્દગાર સર્યા

મહિયર મૂકીને સાસરે ચાલી સરીતા સુન્દરી,
કે'વી સુખી થૈ આજ સાગરરાજ સ્વામીને વરી
સાગર સરિતા બેઉનો હમણા અહા ! સંગમ થશે,
પતિ–પત્નીના પ્રેમી જળો–અકેક સાથ ભળી જશે

અને તેથીજ તું આટલી બધી મલકાય છે કેમ ? ખરેખર ! આ ચાંદની પણ શું ?

ઉજ્વલ ધવલ એ ચંદ્રિકા ! પ્રિયતમ તણી લઇને રજા,
રમણીય આ સૃષ્ટિ ઉપર તું માણવા આવી મઝા
નિર્મળ તમારો પ્રેમ નિરખીને વિચારો થાય છે,
સંસાર–પ્રેમી કેટલા (આમ) સ્વર્ગીય રીતે ન્હાય છે ?

બહુજ થોડા અને એવા જૂજ એકાદ બેમાં પણ નસીબના આડા આંક ! અરેરે ! આજથી એક માસ પ્હેલા હું પણ મ્હારી સરોજને લઇને આ સાગર–સરિતા અને ચંદ્ર–ચંદ્રિકાની પેઠે સંસારના

સ્વર્ગીય લ્હાવા લૂટતો હતો ! અનેરા આનન્દ-સુખો અનુભવતો હતો ! પરન્તુ અફસોસ ! વિધાતા ! વિધાતા ! તે એ તમામ ભગાડ્યુ આજે એમાનુ કંઇ નથી મ્હારી એ હૃદયદેવી ! આજ સરિતાના જળમા ! વસુધરાના ઉરમા ! સીતા સમાયા એમ સમાઈ-સંતાઇ ગઇ છે એને શી રીતે શોધાય ? એ આસુભરી યાદ આજે પણ હજુ કેમે કરી ભૂલાય ? એ અંતરના આસુઓ રોકયા ને શી રીતે રોકાય ?

દેવી ગઇ દરબારમા નિજ ન્યાયને માટે
અગ્નિ મૂકી ઘરબારમા અન્યાયને માટે !
બળિદાન દીધુ નિષ્કલંકીત નામને માટે !
ધંન્ય એ ! વીરાંગનાની હામને માટે !

આ ભૂલની શિક્ષાછ એ'મા ભૂલ છે શાની ?
કર્માનુસાર મુસાફીરો આલમ તજે જ્ઞાની
દુઃખ ભોગવો એ ભૂલ ! પોતીકી ન બીજાની,
રૈયત રીબાઇને મરે એ ભૂલ રાજાની

સંભાળના સ્નેહે સદા જન ' સત્ય, નીતિ, ધર્મને,
નહિ દોષ દેવો કોઇને (પણ) પોતે કરેલા કર્મને

એ પશ્ચાત્તાપનો પાવક ત્યારે મટે ! ત્યારે ઘટે ! કે જ્યારે કરેલા પાપની પુરતી શિક્ષા થાય ! ભૂલ ધોવાય !

શિક્ષા થયા વિણુ માનવી ! કદાપી સુધરતો નથી,
ખાધા વિના ઠોકર ! પડેલી ટેવ વીસરતો નથી

દુનિયા કહે છે, અને માને છે કે —

આ પિંડ ને પ્રકૃતિ બંને પ્રાણ સાથે જાય છે,
સારા નઠારા કર્મનો સંગાથ સૌને થાય છે

નહિ પાપ-પૂણ્ય વિના ! પ્રભુને ત્યાં બીજું જોવાય છે,
ને પ્રાણદાન વિના કદી નહિ પાપ પણ ધોવાય છે.'

મ્હારે પણ જો પવિત્ર બનવું હોય તો કરેલા પાપને ધોઇ નાખવું ! પત્નીહત્યાના પાતકને માટે પ્રાણદાન આપવું !"

પાગલ બનેલો ગુલાબસિંહ નદીના જળમાં આગળ અને આગળ ચાલ્યો ગયો ગળા સુધી તેને પાણી આવ્યાં એટલામાં કોઇ દિવ્ય સંગીત-ધ્વનિ તેના કાનમાં અથડાયો

— સંગીત —

મુસાફીર ! શ્રી હરિને સંભાર !
મહિમા અપરંપાર એનો મહિમા અપરંપાર મુસાફીર
દોષ ઘટે ના દેવો વિધિને ભૂલ ન એની લગાર
આ જન્મે જે પામો પથિક ! તે પૂર્વ-જન્મ સંસ્કાર
કર્યા જો પાપો બેશુમાર મુસાફીર.
પૂર્વ-કર્મ સંચિત ફળો આ જન્મે મળનાર,
આજ કરો તે આવતે જન્મે ભોગવનાર
ભૂત ભૂલીને જાગ્યો ત્યાંથી ગણવા માંડ સ્હવાર,
એકડે એકથી પાછું શીખો સ્વર્ગ બને સંસાર
અમૃત વેદ-વચન નિર્ધાર મુસાફીર
શ્રી પ્રભુને સંભારતાં ! પવિત્ર પ્રાણી થાય !
પવિત્ર થાતાં પાપ સૌ ! પ્હેલાંના ધોવાય
પવિત્ર પ્રેમીઓને એક દિન (પાછાં) મેળવતો કિરતાર,
દિવ્ય-સ્નેહથી દંપતિ-જોડાં તરજો ભવસંસાર
જજો આ ભવસાગરની પાર મુસાફીર.

આખું સુધામય સંગીત ગુલાબસિંહે પાણીમાંજ ઉભા રહી સાંભળ્યું ચંદ્રના પૂર્ણ પ્રકાશમાં તેણે ચારે બાજુ ગાનારને જોવા નજર નાખી નદીને સ્હામે કિનારે એક ધવલવસ્ત્રા યોગીનીની મૂર્તિ ઉભેલી જોઇ તેના હાથમાં રૂદ્રાક્ષની માળા હતી ચોટલાના છૂટા વાળ પીઠ ઉપર પડેલા હતા ઉપરોક્ત બોધપ્રદ સંગીત તેનાજ કોકિલ કંઠમાંથી લલકારાઇ રહ્યું હતું

"એ કોણ છે ?"

ગુલાબસિંહે મ્હોટે સાદે બુમ મારી શાન્ત રાત્રીમાં બ્હારવટી-આનો પ્હાડી ઘાંટો ચોમેર ગાજી ગયો સ્હામે કાંઠે ઉભેલી યોગીનીની નજર અર્ધ ડૂબેલા ગુલાબસિંહ ઉપર પડી પ્રશ્ન થયો

"રાત્રિને વિષે સરિતાના જળમાં પડનાર એ કોણ છે ?"

"એક અભાગી જીવ !"

"શો ઇરાદો છે ? સ્નાનનો કે સ્વાત્મદાનનો ?"

"આપઘાતનો ! કરેલા પાપના પશ્ચાત્તાપનો !"

"પવિત્ર પુરૂષ ! પાછો વળ ! જા શ્રદ્ધા રાખ પાપ ધોવાતાં ત્હારી ઇચ્છિત વસ્તુ તને પુનઃ પ્રાપ્ત થશે"

"શું મ્હને મ્હારી સરોજ પાછી મળશે ?"

"યોગીઓના વચન ઉપર વિશ્વાસ રાખ"

એ ચાલતી થઇ એક દિવ્ય પ્રકાશ એના મુખ ઉપર પડયો. ગુલાબસિંહે જતા જતા તેને બરાબર જોઇ લીધી તે હર્ષથી ચિત્કારી ઉઠયો "કોણ ? મ્હારી સરોજ ?"

પરન્તુ સરોજ ત્યાં ક્યાં હતી ? ગુલાબસિંહના શબ્દોનો ઘોર—પડઘો આજુબાજુ અને સરિતાના જળમાં પડી રહ્યો

'સરોજ ! સરોજ ! સરોજ !"

જાણે સાક્ષાત્ સરોજજ તેને જવાબ ન દેતી હોય તેમ સાંભળ્યું "નાથ ! પ્રભુ ! પતિદેવ !"

ગુલાબસિંહે આજુબાજુ જોયું પેલી યોગિનીની મૂર્તિ દેખાય છે? કંઇ અવાજ હવે સંભળાય છે? પરન્તુ શૂન્યકાર હવે ત્યાં કશું ન્હોતું કેવળ પવિત્ર પ્રેમનો હૃદયમાં આ **દિવ્ય-ભણકાર** હતો

યોગીનીના વચન ઉપર શ્રદ્ધા રાખતો ગુલાબસિંહ પાછો નદી કાંઠે આવ્યો યોગીઓના વચન ઉપર તેને જન્મથીજ વિશ્વાસ હતો ભવિષ્યમાં પોતે રાજા થનાર છે, એ મહાત્માએ ભાખેલું ભવિષ્ય તેને આ ક્ષણે યાદ આવ્યું વિચારમાં ને વિચારમાં બીનેજ કંપડે તે ભાનુમતિને સુવાડી હતી ત્યાં આગળ આવ્યો તેણે શું નિહાળ્યું? વૃક્ષ નીચે ભાનુમતી ન્હોતી

હતભાગીનું નસીબ બે ડગલાં આગળનું આગળ !

# પુષ્પઃ—૫મું.

## "સંકટમાં સરયુ"




લાબસિંહ અને વીરાના ચાલ્યા ગયા પછી સરયુ એકાએક જાગી ઉઠી "બાપૂ ! ઓ ! બાપુ !" પરન્તુ પ્રત્યુત્તર ન મળ્યો એબાકળી સરયુ આમ તેમ પિતાને શોધવા લાગી શય્યાઓ ખાલી હતી વીરો પણ ત્યાં ન જણાયો

કોઇને ન જોતા એકલી પડેલી બાળા બ્હીંની આખરે પણ એક

અબળા હૃદયને ' છૂપે રસ્તેથી તે દેવાલયમા આવી બ્હાર નિકળી આજુબાજુ દૂર નજર નાખી પરન્તુ કોઇ જણાયુ નહિ એટલામા ધૂળમા કોઇકના પગલા પડેલા તેણે જોયા આજ રસ્તે પિતાજી ગયા હશે એમ ધારી સરયુ શોધ માટે તેને જોતી જોતી ચાલી ઉચુ જોઇને ચાલતી સરયુએ માર્ગમા પડેલો એક પ્રચડ પત્થર પણ ન જોયો તે તેની સાથે અફળાઇ ઠોકર વાગી અરણ્યનો રસ્તો ઝપાટાબધ કાપતી સરોવરની સુન્દરીના પગના અગુઠામાથી લોહીની ધારા નીકળી એક ચીસ નાખી તે જમીન ઉપર બેસી ગઇ બેશુદ્ધ થઇ ત્યાજ ઢળી પડી

આવા અણીના સમયે થોડી વારે ત્યાથી એક પુરૂષ પસાર થતો હતો તેનુ ધ્યાન આ બેશુદ્ધ પડેલી બાળા ઉપર ગયુ ભરજગલમા એકલી અટૂલી કોમળાગી બાળાને પડેલી જોતાજ તે પળ ભર સ્થભ્યો બીજીજ પળે ગજવામાથી રૂમાલ કાઢી, ફાડી, સરયુને અગુઠે તેણે પાટો બાધ્યો આજ વખતે અચાનક તેની નજર સરયુની ઓઢણીના ઉડી ગયેલા છેડાને લઇને કાળા ભ્રમર જેવા દેખાતા અબોડા ઉપર પડી તે ચમકયો તેણે પેલુ' અલૌકિક "ગુલાબનુ ફુલ" તેમા જોયુ "આજ સરોવરની સુંદરી" એમ સમજતા તેને વાર ન લાગી

પુષ્પ છોડી લેવા તેણે પોતાનો હાથ લબાવ્યો પરન્તુ એજ વખતે અચાનક સરયુની આખો ઉઘડી ગઇ બેશુદ્ધ બાળાએ ભાનમા આવતાજ સ્વસ્થ થઇ માથે ઓઢી દીધુ પેલા પુરૂષનો હાથ એને ન અડી શકયો સરયુની દ્રષ્ટિ એક વાર પેલા પુરૂષ તરફ ' તો બીજી વાર પોતાના પગના અગુઠા ઉપર બાધેલા પાટા પ્રતિ ગઇ પોતાના ઉપર ઉપકાર કરનારને તે ન ઓળખી શકી

"બાળા ! તમે કોણ છો ?"

"આપે મ્હારા ઉપર ઉપકાર કર્યો છે તેથીજ મ્હારૂં ખરૂં નામ હું તમને બતાવું છું ઉપકારી પુરૂષ ! મ્હારૂં નામ સરયુ છે છતાં દુનિયા મ્હને સરોવરની સુન્દરી કહે છે."

"સરોવરની સુન્દરી" આ શબ્દે પેલો પુરૂષ ચમક્યો તે બોલ્યો ત્યારે સરોજ કોણ ?"

"એ મ્હારી બા થાય ! એને મરી ગયાને હજુ થોડોજ વખત થયો છે."

"શું એ ગઇ ?"

"હા કેમ ? તમે એને ક્યાંથી ઓળખો ?"

"ઓળખું છું વારૂ ! એના પછી સરોવરની સુન્દરી તમે કહેવાઓ છો કેમ ?"

સરયુ કશું ન બોલી પેલો પુરૂષ આગળ વધ્યો "બાળા ! તમારી માતાનેજ નહિ પરન્તુ પિતાને પણ હું સારી રીતે ઓળખું છું બોલો જોઉં ! ગુલાબસિંહ બ્હારવટીઆજ તમારા પિતા થાયને ?"

એક અજાણ્યાને મોઢે પોતાના માતા પિતાના સત્ય અભિધાનો સાંભળતાંજ સરયુ આશ્ચર્ય પામી તે બોલી, "હા હા એજ મ્હારા પિતા એનીજ શોધમાં હું અત્યારે નીકળી હતી. પરન્તુ આ પત્થરના અચાનક વાગવાને લઇને હું અહીં બેશુદ્ધ થઇ પડી હતી તમે એમને જોયા છે ?"

મ્હેજ પણ ખમચાયા વિના તે પુરૂષ બોલી પડ્યો ."હા !"

'તો ભાઇ ! મ્હને એમની પાસે લઈ જાવ મ્હારા બાપૂ બહુ દયાળુ છે તે તમને જરૂર ખુશ કરશે '

"હું તમારા બાપૂને ક્યાં નથી ઓળખતો ? એકવાર એમણે મ્હને ખૂશ કરેલો છે"

આમ સ્વગત બોલતો તે પુરૂષ ઉર્ફે ડિટેકટીવ ભાનુ વિના પ્રયત્ને પોતાને સરોવરની સુન્દરી અને ફૂલ બંને મળશે, ધારી ખૂબ હરખાયો સરયુને તેણે પોતાની પાછળ પાછળ આવવા કહ્યું

આગળ ભાનુ અને પાછળ સરયુ એમ ચાલતા ચાલતા તેઓ શહેરમાં આવી લાગ્યા એક ઉંચા મકાનના પગથીઆ ભાનુ ચઢવા લાગ્યો આ મકાન સ્વર્ગસ્થ અમીરનું હતું સરયુ ઉપર ન આવતા શંકાને લઇ નીચેજ ઉભી ડિટેકટીવ બોલ્યો

"કાં ? ઉભા કેમ રહ્યા ?"

"તમે મ્હને ક્યાં લઇ જાવ છો ?"

"તમારા પિતાની પાસે."

"મ્હારા બાપૂ અહીંયા છે ?"

"હા !"

"તમે બરાબર જાણો છો ? જુઠું તો નથી બોલતાને ?"

"ના ના

"ના બા હું તો પાછી જઇશ અજાણ્યા ઘરમાં અજાણ્યા સાથે આવતા મ્હને તો બ્હીક લાગે છે"

"અરે પણ હું સાથે છું, ને બ્હીક શાની ? સરયુ ! ગુલાબસિંહ અને વીરા બંને અહીંયા છે"

"હેં ?"

"હા ! અંદર આવીને નજરે નજર જુઓ"

વળી સરયુ ચાલી તેઓ કેટલાક ઓરડા વટાવી એક દિવાન ખાનામા આવી લાગ્યા ત્યા કોઇને ન જોતાજ સરયુના પેટમા ધ્રાસકો પડ્યો તે ગભરાતી ગભગતી બોલી

"કયા છે મ્હારા પિતા?"

"એક શર્ત કબુલ તો બતાવુ"

"શુ?"

'તમારે અંબોડે પેલુ ગુલાબનુ ફૂલ છે તે આપી દયો'

સરયુ સમજી ગઇ કે પોતે કોઇ દગાખોરના પંઝામા સપડાઇ ગઈ છે તેની હૃદય-શંકા ખરી પડી છતા પણ વીર પિતાની વીર પુત્રી હિમ્મતપૂર્વક બોલી "ના એ ફૂલ તો નહિ મળે"

"તો તમને તમારા પિતાજી પણ નહિ મળે"

'કેમ?'

"મ્હારી મરજી!"

"નીચ આખરે જાત ઉપરજ ગયો ને? દગો કર્યો?"

"નહિ! આ ડિટેકટીવ ભાનુએ પોતાના દુશ્મનને મ્હાત કર્યો સરયુ! હવે ગુલાબસિંહ મ્હારી મુઠ્ઠીમા છે"

"એમ? તો જો"

કે'તાજ બ્હાદુર બાળા સરયુ આ પારધીની જાળમાથી છૂટવા બારણા તરફ દોડી પરન્તુ શયતાને તેને પ્હેલેથીજ કળ દઈ દીધી હતી "દગો!" નિરાધાર સરયુના મ્હોમાથી એકજ શબ્દ બ્હાર પડી ગયો તે ફાટી આખે પેલા હસતા શયતાનની સ્હામુ જોઈ રહી

'શા માટે ફાફા મારે છે? આ ડિટેકટીવ ભાનુ હવે હાથમા આવેલા શિકારને કદાપી જતો કરનાર નથી"

"તેમ હું પણ આ પ્રાણ જતા ત્હેને ફૂલ આપનાર નથી, તે નથીજ" •

એટલા એ ફૂલ પર આ પ્રાણ મ્હારો ડૂલ છે,
ન્હાની અને ભોળી સમજવામાંજ ત્હારી ભૂલ છે
બ્હાદુર પિતાની બાળ ! રજપૂત વીરની છુ દીકરી,
જગત વિષે ! હુ બ્હારવટીઆની ગુફામાં ઉછરી
આવ ! પાસે આવ ! અને પછી જો કે ફૂલ કેમ લેવાય છે ?"

સરયુ બોલતી હતી, પરન્તુ તેની છાતી ધડકતી હતી પગ થરથરતા અને પાછા પડતા હતા આંખો રડુ રડુ થઇ રહી હતી કંઠ ગદગદિત થવાની અણી ઉપર હતો

જ્યારે ડિટેક્ટીવ ભાનુ બળાત્કારથી પેલુ ગુલાબનું ફૂલ લેવા સરયુની ઉપર ધસ્યો સરયુને તેણે પોતાના મજબુત હાથોમા પકડી લીધી "લાવ ! બેન ! આપે છે કે નહિ ?"

નરાધમના હાથમાથી છૂટવા સરયુએ તનતોડ પ્રયત્ન કર્યાં પરન્તુ કસાઇ આગળ ગાયનુ શુ ચાલે ? સરયુના મોઢા ઉપર બદમાશનો ચોખડી હાથ દબાયો એની ઓઢણીનો છેડો માથા ઉપરથી નીકળી ગયો. દીવાનખાનાના ગોળ ટેબલની ઉપર સરયુને ચત્તા સુવડાવી, બીજે હાથે એ નરરાક્ષસ તેના અંબોડામાથી પેલુ દિવ્ય ફૂલ છોડવા લાગ્યો. સરયુએ અતીમ કારમી ચીસ નાખી

"ઓ બાપૂ ! બાપૂ ! તમે કયા છો ?"

પરન્તુ સરયુના બાપૂ ત્યા કયા હતા કે, તેને બચાવે ?



# પુષ્પઃ—૬ઠ્ઠું.

## "વનબાળા"



"ઓ શયતાન નરાધમ ! આનો જવાબ તો ત્હને ઇશ્વરને ત્યા આપવો પડશે

અવકૃત્ય માટે એક દિન ઇશ્વિર બધાને પૂછશે,
ત્યારે તમારા ટાટીઆ થર્ થર્ પછી ત્યા ધ્રૂજશે.
શક્તિ અને બુદ્ધિ બધુયે ત્યા તમારૂ ખૂટશે,
ત્યા આપતા ઉત્તર તમારી વાણી, ત ત ત ત તૂટશે

માટેજ કહુ છુ કે આ રસ્તો છોડી દે એ જેનુ છે તેને દઇ દે "

ડિટેકટીવ ભાનુ કે જે અધમના હાથમા અતે પેલુ ગુલાબનુ ફૂલ આવ્યુ હતુ તેની પાસે સરયુ ઘુટણીએ પડી આજીજી કરી એ પાછુ માગી રહી હતી તેના બને હાથો બધાયલા હતા ક્રૂર સાથે રમતો તે પાપાત્મા હસતો હસતો બોલ્યો **સરોવરની સુન્દરી !** આજથી ઘાડા વખત ઉપર ત્હારી માએ મને છેતર્યો હતો ત્હારા બાપે મ્હારી અપમાનભરી પગેણુચાકરી કીધી હતી. મ્હને તે બરાબર યાદ છે આજે તુ મ્હારા હાથમા આવી છે જો છૂટવા ચ્હાતી હોય તો મ્હારી એક શરત સ્વિકાર"

"મ્હારે ત્હારી કોઈ પણ શરત સ્વિકારવી નથી"

'શુ ? નથી સ્વીકારવી ?"

સચિત્ર  વિણા–વેલી  નૉવેલ

ભાગ ૧–૪ દરેક ભાગના ૦–૧૦–૦



શ્રી નવજીવન પુસ્તકાલય ટાવર રોડ સુરત

"ના ના ત્હારાથી થાય એ કરી લે પાપનો ઘડો ભરાય એટલો ભરી લે "

"તો શું તું આ ફૂલ ! અને ત્હારા રહેઠાણનો પત્તો નહિ બતાવે ' '

"વારંવાર શું પૂછે છે ? મોતીના ચારા તો હંસજ ચરે ! આવા અલૌકિક ગુલાબના ફૂલો તે ત્હારા જેવા અધમ નહિ પરન્તુ પવિત્ર દૈવાંશી હૃદયોનાજ કરે ચઢે !

સૌન્દર્યને સરજ્યું પ્રભુએ ! આંખથી અવલોકવા
નિર્મળ નજરથી પૂજવા ! આપ્યું નથી પાગલ થવા
સદ્‌ભાગ્ય કે સહુને નથી એ ચૂંટવા કે સૂંઘવા,
અધિકારીને અધિકાર છે એ ફૂલને ઉપભોગવા '

"તો શું હું એને લાયક નથી ? '

"જરાપણ નહિ "

"ત્યારે ? "

"તદ્દન નાલાયક "

પરાઇ ચીજ પર કરવો જુલમ એ લાયકાતો છે ?
સબળ થઇને સતાવો દીનને એ ન્યાય કયાનો છે ?
તમારા સુખને ખાતર નિચોવો છો ગરીબોને,
દયા ક્યાં છે ? કચડતા દીન ! સત્તાધીશ શરીફોને

ઓ સત્તા અને સ્વાર્થમાં અંધ બનેલા અવિચારી ઉદ્ધત ! ત્હારી આ અમીરાઇ શા કામની ?

અમીરી શું દીધી ઈશે ગરીબને છૂંદવા માટે ?
મળી સત્તા તમોને શું ગમે ત્યમ કૂદવા માટે ?

મળ્યા શું માન ને મ્હોટમ્ ! મઝાથી મ્હાલવા માટે ?
ના ના પરંતુ
ગરીબો પાળવા માટે ! સદા સંભાળવા માટે

તમારા ને અમારામાં ઉભયમાં પ્રાણ એકજ છે,
બધાના પિંડમાં માટી જુઓ વપરાય ! એકજ છે
ઘડે જુદા જુદા જીવો છતાં ઘડનાર એકજ છે,
જવાનું આવવાનું પણ ! બધાને સ્થાન એકજ છે
તેમ છતાં !

ભયંકર મ્હોતનો ડંકો શિરો પર જેમના વાગે,
જુદાઇ તેમની આંખે પ્રભુના બાળમાં લાગે
મૃજેલા જીવ સરખામાં જુદાઇ જેમને ભાસે,
સમજવું તેમનાથી શ્રી પ્રભુ આઘા સદા ન્હાસે
ઓ ગર્વાંધ ! યાદ રાખ કે

દૌલત અને સત્તા તણો જો યોગ્ય સદ્વ્યય થાય છે,
તો માનવી સંસારમાં વદાય ને પૂજાય છે
પણ રાંકના નિશ્વાસ જો એના વડે લેવાય છે,
તો ઘોર તે પાપાત્મા ! રૈરવ નરકમાં જાય છે ”

“છટ્ ! છટ્ ! સ્વર્ગ અને નર્કને હું માનતોજ નથી એ તો બાયલા લોકોએ શૂરવીરને બ્હીવડાવવા શોધેલા રસ્તા છે, ભીરૂના બચાવના બ્હાના છે ”

“ભૂલે છે ! સત્તાના મદમાં ફૂલેલા ઓ નાસ્તિક ! બધુ છે, હિન્દુ તેમજ મુસ્લીમ તમામ ધર્મગ્રથો કહે છે કે –

જન્નત અને જહુન્નમ ઉભય આલમ વિષે આવી રહ્યા,
સુખ, દુ:ખ દીસે છે! તેજ એના સ્થાન શોભાવી રહ્યા
ઇન્સાફ કયામતને દિને અલ્લાહુને ત્યાં થાય છે,
આબાલવૃધ્ધ તમામની ત્યાં હાજરી લેવાય છે
કર્મ શુભાશુભ જોઇને ઘટતી શિક્ષા થાય,
ગરીબ કે ધનવાનને! એકજ નિર્મળ ન્યાય"

• "બસ! હું ત્હારો બકવાદ નથી સાંભળવા માગતો મ્હારી પાસે તો એકજ વાત! અને તે "ત્હારો અંતિમ નિશ્ચય શું છે?" એજ જાણવાની એક માત્ર અભિલાષ!"

"અસ્વિકાર!"

"સ્નેહ-સરોવર નથી બતાવવું? ત્હારે નથી માનવું?"

"મૂર્ખ! બળાત્કાર, દાબ, કે ધમકીથી કશું થતું નથી પ્રત્યેક કાર્યનું થવું, પ્રેમ અને ઇચ્છાનેજ આધીન છે"

"તો છેવટ શું ચ્હાય છે?'

"દયા! પ્રેમ! કરૂણા!"

"આ જન્મે તો એની આશા છોડીજ દે કારણ કે"

**"તું સાચો ડિટેકટીવ ભાનુપ્રસાદ નહિ, પરંતુ તેનું નામ ઓળનાર કોઈ વેશધારી છે."**

ઉપલા શબ્દો કોણ બોલ્યું? અને કયાંથી આવ્યા? તે ભાનુ ન સમજ્યો તેના હાથમાંથી પેલું ગુલાબનું ફૂલ આ શબ્દો સાંભળતાજ સરી હેઠે પડયું તે ચમકયો ફિક્કો પડી ગયો ફૂલ પડી ગયાનું ભાન તેને ન રહ્યું સરયુને એજ અવસ્થામાં ત્યાં છોડી તે પોતાના ગુપ્ત ભેદને પામી જાહેર કરી દેનાર વ્યકિતને જોવા એકદમ નીચે દોડયો

વાચક ! **રાજપુર**ના પ્રખ્યાત ડિટેકટીવ "**ભાનુ**"નુ નામ ધારણ કરી આ કોઈ અઠંગ વેશધારીજ આવા છળ-કપટ રમી ગયો હતો રાજકુવરીને પણ ભોળવી રહ્યો હતો જ્યારે ખરો ડિટેકટીવ કયા ગૂમ થઈ ગયો હતો ? તે કોઇ જાણતુ ન હતુ તેનો પત્તોજ ન હતો

વેશધારી **ભાનુ** ભયનો માર્યો ઉપરના શબ્દો બોલનારને શોધવા નીચે ઉતરી આવ્યો, તેજ અરસામા દીવાનખાનાની બારીમાથી એક વ્યકિત ઓરડાની અદર કૂદી પડી પેલુ **ગુલાબનુ ફુલ**.તેણે ઉપાડી લીધુ ડિટેકટીવ **ભાનુ**નો ભેદ ઉઘાડો પાડનાર વ્યકિત તે આજ હતી **સરયુ** એને ફૂલ ઉપાડી જતી જોઇજ રહી તે વ્યકિત ફૂલ લઇ એક ડગનુ આગળ વધી **સરયુ**ના હાથ તે જેરી છોડવા જાય છે, તેવોજ તેણે ડિટેકટીવને દાદર ઉપર ચઢતો સાભળ્યો પાસેના ઓરડાનુ દ્વાર ઉઘાડી તે એમને એમ નાઠી **સરયુ**એ જોયાજ કર્યુ

ડિટેકટીવ **ભાનુ** ઉર્ફે વેશધારી ! નિરાશ હૃદયે ધમપછાડ કરતો ઉપર આવ્યો સુકોમળ **સરયુ** કે જેના બને હાથ બાધવામા આવેલા હતા તેને એક ઓરડો ઉઘાડી અદર પૂરી રાખવા હડસેલી દીધી ભીંત સાથે અફળાઇ **સરયુ**નુ માથુ ફુટે, તે પ્હેલા એક રમણીએ તેને ઝીલી લીધી—બચાવી લીધી **સરયુ** તેને ઓળખી ગઈ તે એજ રમણી વ્યકિત હતી, કે જે ડિટેકટીવનો ભેદ ખુલ્લો કરી પોતાનુ ફૂલ લઇ આવી હતી

વાચક ! ઓળખી કે ? એ આપણી પૂર્વપરિચિત " **વનમાળા** !"



# પુષ્પ:—૭ મું.

## " ખોદે તે પડે ! "

જેવુ ઇચ્છો અન્યનુ તેવુ નિજનુ થાય,
ખાડો ખોદે તે પડે એ ઇશ્વરનો ન્યાય.



"શ્યામા ! આજ ભાનુ અને પુષ્પા કેમ દેખાતા નથી?" મણીપુર નરેશે રાજકુવરીની એક દાસીને પ્રશ્ન કર્યો.

" શી ખબર ? મહારાજ ! મ્હે પણ આજ કુવરીઓને નથી જોયા "

" તો તુ જા અને કુવરીને જઇને કહે કે એના પિતા એને યાદ કરે છે "

રાજાજ્ઞાથી શ્યામા રાજકુવરીના મ્હેલમા જઈ થોડી વારે પાછી આવી

" શુ કહ્યુ શ્યામા ? " રાજાએ પૂછ્યુ

" મહારાજ ! દાસીઓની મારફત એવી ખબર મળી છે કે કુવરીઓની તબીયત આજે ઠીક ન હોવાથી તેઓ સૂઇ ગયા છે કોઇને પણ અંદર પ્રવેશી પોતાની નિદ્રામા ખલેલ ન પાડવાની તેમની આજ્ઞા છે."

શ્યામાને મુખે આવો અસંતોષકારક અને અમંગળ જવાબ સાભળતાજ રાજાથી ન રહેવાયુ ને તુર્તજ ઉઠયા પોતાની પ્રિય પુત્રીને મ્હેલે તેઓ આવી પહોચ્યા દ્વારપાળ કેશરીસિંહને પૂછ્યુ, " કેશરી ! કુમારી શુ કરે છે ? "

" ઉ ઙ પ .ર છે મહારાજ "

મહારાજાને જોઇ ધ્રૂજતો કેશરી બ્હીતો બ્હીતો હ્રદયની જીભે બોલ્યો પરન્તુ તેના સદ્દભાગ્યે મહારાજાનુ ધ્યાન તેના ઉપર ન પડ્યુ. તેઓ ઉપર ચાલ્યા ગયા

રાજકુંવરીના ખાસ ઓરડાની પાસેજ બે દાસીઓ ઉભેલી હતી મહારાજાને આવેલા જોતાજ તેમના મોઢાઓ શ્યામ પડી ગયા નીચા નમી વન્દન કરતી તેમાની એક બોલી "મહારાજ ! કુંવરીબાની તબિયત ઠીક ન હોવાને લઇને તેઓ અત્યારે નિદ્રામા છે આપ એમને ન જગાડો તો ઠીક "

પરન્તુ અધીરો પિતા પોતાની પુત્રીની સ્થિતિ જોવા આકળો થયો હતો તેણે આ દાસીઓનુ કહ્યુ કાન ઉપર ન ધર્યું દ્વાર ઠેલી તે અંદર પ્રવેશ્યો એક સુશોભિત નરમ શય્યા ઉપર ભાનુમતી સૂતેલી હતી પાસે એક દાસી બેઠેલી હતી ભાનુમતીના આખા શરીર ઉપર વસ્ત્ર ઓઢાડેલુ હોવાથી રાજા તેનુ મોઢુ ન જોઈ શકયો

"પુષ્પા કયા છે ?" રાજાએ ભાનુમતીની પાસે બેઠેલી એક દાસીને પૂછ્યુ

"તેની મ્હને ખબર નથી"

"મ્હારી ભાનુને કેમ છે ?"

પરંતુ દાસીએ કાંઇ પણ જવાબ ન આપ્યો હવે રાજા વ્હેમાયો. તેણે પલંગ પાસે જઇ પેલુ ઓઢવાનુ જરા ઉઘાડ્યુ વન્ન કમળ ઉપર દ્રષ્ટિ પડી પોતાની પુત્રીનાજ પોશાકમા તેણે જ્યારે પુષ્પાને પોઢેલી જોઇ, ત્યારે તેના મ્હોમાથી આટલાજ શબ્દો બ્હાર પડી ગયા "કોણ તુ ? પુષ્પા ?"

મણીપુરનરેશ બે ડગલા પાછળ હઠી ગયા હવે પુષ્પાનો ઢોગ વધુ વાર નિભે એમ ન્હોતુ આખરે પણ તે એક દાસી હતી બ્હીકના માર્યા તેણે જાણતી હતી, તેટલો પૂરો બનાવ રાજાને કહી દીધો

રાજકુવરીના હરણની વાત જો બ્હાર પડશે, તો લોકોમા હોહો કાર થશે, એટલુજ નહિ, પણ પોતાને માટે શુ બોલાશે ? એ વિચારે રાજાએ પણ હવે આ વાત ગુપ્તજ રાખવાનુ ડા'પણ વાપર્યું પુત્રીના ખોવાયાથી શોકાતુર થએલા રાજાએ કેશરીસિહને પોતાની પાસે બોલાવ્યો તાબડતોબ અમીરને મકાને જઇ, જો ત્યા ડિટેકટીવ ભાનુ હોય ! તો તેને બોલાવી લાવવા ફરમાવ્યુ

કેશરીસિહ જે વેળા ડિટેકટીવ ભાનુને બોલાવવા અમીરના મકાન તરફ આવી રહ્યા હતો, તે વખતે અમીરના મકાનમા ભાનુ શુ કરતો હતો ?

સરોવરની સુન્દરી સરયુને તેણે ઓરડામા પુરી દીધી હતી પોતાનો છૂપો ભેદ જાણનારો દુશ્મન આજે લાગે વખતે જાગી ઉઠ્યો છે, એ જાણતાજ વેશધારી ભાનુનો ક્રોધ કાબુમા ન રહ્યો. એટલામા તેને પેલુ દૈવી ગુલાબનુ ફૂલ યાદ આવ્યુ આમ તેમ તપાસ કર્યા છતા, તે તેને ત્યા ન દેખાયુ પોતે નીચે ગયો, ત્યારે સરયુએજ એને કયા ન છૂપાવ્યુ હોય ? એમ એને વ્હેમ આવ્યો સરયુની પુન તપાસ કરી એ ફૂલ મેળવવા તે તેને પૂરેલા ઓરડાના દ્વાર પ્રતિ ફર્યો

જે દરમ્યાન વનમાળાએ સરયુને પેલુ દૈવી ફૂલ આપી દેતા પોતાની ઓળખાણ આપી "સરયુ ! હુ તને ઓળખુ છુ, જો કે તુ મ્હને નથી ઓળખતી ત્વરા કર આ સ્થાનમાથી ત્હારે જેમ બને તેમ જલ્દી ન્હાસવુ જોઇએ"

"તેમ કરતા પ્હેલા હું તમારૂં નામ જાણી શકીશ કે ?"

"ખુશીથી ! મ્હારૂં નામ વનબાળા "

સરયુ ચોકી "ડિટેકટીવ ભાનુની મદદનીશ ! તેતો તમે નહિ ?" તેના મુખમાથી સ્વાભાવિક સવાલ નીકળી ગયો

" હા તેજ "

આજ વખતે ડિટેકટીવ ભાનુ દ્વાર ખોલવા આવ્યો પરન્તુ ઇશ્વરની લીલા અગાધ છે ડિટેકટીવ ભાનુ સરયુના ઓરડાંનું દ્વાર ખોલે, તેજ અણીએ ત્યા કેશરીસિંહ આવી ચઢયો બોલ્યો, " ડિટેકટીવ સાહેબ ! "

ભાનુ ચમકયો તે પછો ફર્યો આવનાર સ્હામુ જોઇ તે બોલ્યો, "કોણ ? કેશરીસિંહ ?"

" જી હા "

" શુ છે ? "

" રાજકુવરીના હરણના સમાચાર મહારાજાએ જાણી લીધા છે ખુપા પકડાઇ ગઈ છે મહારાજ ! આપને અત્યારેને અત્યારે બોલાવે છે "

કેશરીસિંહના મુખમાથી આ શબ્દો સાભળતાજ ડિટેકટીવ ભાનુ ઠંડો થઇ ગયો "વારૂ ! કેશરી ! તુ જા મહારાજાને જઇને કહે કે—એક ખાસ કામ પતાવીને તેઓ થોડી વારમા આપ સન્મુખ હાજર થશે "

"નાજી ! એમ નહિ બને ! એમનો જેવો હુકમ છે કે, સો કામ પડતા મૂકી પ્હેલા મ્હને મળી જવું"

"ઠીક! તો કેશરી! હુ મહારાજ પાસે જઈ આવુ, ત્યા સુધી તુ અત્રે બેસ આ સ્હામે ઓરડો દેખાય છે, તેમા એક છોકરીને કેદ કરેલી છે જોજે સભાળ રાખજે"

ડિટેકટીવ ભાનુ કેશરીસિહને કેદી સરયુના સરક્ષણાર્થે મૂકી મણીપુરનરેશને મળવા દોડયો તેની પૂઠ ફરી, કે તુર્ત જ કેશરીસિહને "ઓરડામા કોણ કેદ હશે?" એ જોવાનુ મન થઇ આવ્યુ આચકો મારી તેણે દ્વાર ખોલી નાખ્યુ

"કોણ વનમાળા?" કેશરી બોલી પડયો

"હા! અને તુ કોણ કેશરી?" વનમાળા હસી પડી

"તુ અહીં કયાથી" કેશરીએ વનમાળાને પૂછયુ

'તે બધુ હુ ત્હને પછીથી કહીશ હાલ તો આ છોકરીને બચાવવાની તજવીજ કર"

અને થોડીવાર સુધી બનેએ કઇક ગુપ્ત વાત કરી તે પછી સરયુને લઇ કેશરીસિહ ચાલતો થયો સરયુએ કેશરીસિહની સાથે જવાની ના પાડી તેજ વખતે વનમાળાએ સરયુના કાનમા કઇકિ કહ્યુ સરયુ આથી ખૂશ થઇ. વનમાળાની મ્હામુ જોતી તે હસતી હસતી ચાલી ગઈ

* * * * * * * *

મણીપુરનરેશને ત્યાથી રાજકુવરીને ગુમા યા બદલ બે ચાર ઠપકાની વાતો સાભળી ડિટેકટીવ ભાનુ પાછો પોતાના મકાનમા આવ્યો તેનુ મન તો પેલી કેદી સરોવરની સુન્દરી! અને પેલા ખોવા-યલા ફૂલમાળ હતુ પોતાના ઓરડામા પગ મૂકતા • તેણે કેશરીસિહને ન જોયો તે વ્હેમાયો "આ શુ?"

તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ પોતાના શિકારને તપાસવા અને ફૂલ મેળવવા તે પાછો પોતાના કેદીના ઓરડા આગળ આવ્યો એક આચકો મારી તેણે સરયુને જે ઓરડામા પૂરેલી હતી, તેનુ દ્વાર ઉઘાડી નાખ્યુ. આખો મીંચી તે અંદર ઘૂસતા ગયો તો તેની અત્યંત અજાયબીની અંદર ત્યા સરોવરની સુન્દરી કે સરયુ કોઇ ન્હોતુ

પરન્તુ બ્હાદુર બ્હારવટીઆ ગુલાબસિંહનો જમણો હાથ વીરો ભરેલી પિસ્તોલ તાકી રહામે ઉભો હતો

મ્હોત કોને વ્હાલુ છે? પ્રાણ કોને પ્યારો નથી? વીરાની પિસ્તોલના ધાકે ડિટેકટીવ ભાનુના હાથો ઉંચા થઇ ગયા વીરો બ્હાર નીકળ્યો જ્યારે ડિટેકટીવ ભાનુ પોતાનાજ ઘરમા કેદીની જગ્યાએ પોતેજ કેદ થયો

દુનિયાની કહેવત છે કે –કરે તે ભરે ! ને ખોદે તે પડે !

## પુષ્પઃ-૮ મું.

### "ડિટેકટીવ ભાનુ."



"દ" ગાખોર ! કેશરીસિંહ ! મ્હને નહિ ખબર ! કે બચ્ચા ! તુ પણ દુશ્મનનો માણસ છે નહિ તો તને પણ જોઇ લેતે"

વીરાને હાથે ઓરડીમા પૂરાયલો ડિટેકટીવ ભાનુ કેશરીસિંહની ઉપર ગાળો અને શ્રાપોના વરસાદ વરસાવી રહ્યો હતો પોતાના હાથમા આવેલી બાજી–નકામી

બોલાવીને-સ્હેજને માટે બગાડી નાખનાર ! ધૂળમા મેળવનાર, મણી પુરના રાજા ઉપર તે બહુજ બળી રહ્યો હતો

ઓરડાની બ્હાર નીકળવા અને બારણુ તોડવા તેણે બહુ બહુ પ્રયત્નો કર્યા, પણ કંઇ વળ્યુ નહી અંતે થાકયો અને તેમાજ અફસોસ કરતો બેઠો

"ઠીક છે! વીરા! વીરા! ત્હે મ્હને બે વાર બનાવ્યો છે વખત આવે જોઇ લઇશ પ્હાડ ઉપરથી ફેંકી દેવા છતા પણ તુ બચી ગયો? આશ્ચર્યની વાત છે!"

આશરે પાએક કલાક તેણે આવો લવારો કર્યો હશે, એટલામા તેના ઓરડાનુ બારણુ ઉઘડયુ ઉઘાડનાર વનમાળા હતી

"અરે! તમે! ડિટેકટીવ સાહેબ! અહી?"

"હા! વનમાળા! રાજકુંવરીના પહેરેગીર કીશોરે દગો કર્યો છે એ દુશ્મનનો ફૂટેલો માણસ છે તેણેજ તમામ બાજી ધૂળમા મેળવી જવા દે પણ બોલ, તુ શુ સમાચાર લઇ આવી?"

"આજે! કેશરીસિંહને સરયુને લઇને નહાસતા મ્હે નજરોનજર જોયો છે તે ઉપરાત"

"શુ?"

"થોડી વાર ઉપરજ વીરાને પણ પસાર થતા મ્હે જોયો હતો."

"તો જતો કેમ કર્યો? તેણે તો મ્હારી આ દશા કરી છે"

"હુ અબળા એને શી રીતે પૂરી પડી શકુ? છતા ડિટેકટીવ સાહેબ! મ્હારાથી બનતુ મ્હે કર્યુ છે તેની સાથે ખૂબ રકઝકને અંતે આ એક ચીજ તેના ગજવામાથી પડી ગએલી મ્હારા હાથમાં આવી છે"

"અને એ આબાદ છટકી ગયો?"

"હા!"

" ઠીક છે ! લાવ જોઉં ! એ ચીજ શી છે ? "

' લ્યો આ રહી એની ઉપર કંઈક લખેલું છે મ્હને તો વાચતા નથી આવડતું, એટલે શું જાણું ? તમે વાચી જુઓ ! શું લખ્યું છે ? કંઇ કામનું છે ? "

વનમાળાએ એક સરનામું છાપેની કાગળની કાપલી ડિટેકટીવ ભાનુના હાથમા પોતાની ચોળીના ગજવામાથી કાઢી આપી ભાનુએ તે લીધી વાચી વાચતાજ તે ખુરશી ઉપરથી ઉભો થઇ ગયો કાપલીના લખાણ પ્રતિ તે ફાટી આખે જોઈ રહ્યો

' કેમ ? બ્હીધા કેમ ? મ્હને કહો તો ખરા ! એમા એવુ તે શુ છે ? "

" વનમાળા ! તુ જલ્દી જા આ કાપલી જેના ગજવામાથી પડી ગઇ,એ વીરાની જે કંઇ બાતમી મળે તે મેળવી લાવ મ્હારે કામ છે "

" બહુ સારૂં ! " કહી વનમાળા ચાલતી થઇ

તેના ગયા પછી ડિટેકટીવે એક નવોજ વેશ કાઢયો વેશ બદલી તે બ્હાર જવાને તૈયાર થઇ ગયો તેને જરૂર શકા પડી હતી, કે પોતાનો છૂપો ભેદ જાણનાર વ્યકિત આજે લામે વખતે પ્રકાશમા આવી છે, અને તે વનમાળા નહિ પણ વીરોજ છે તેનુ આ અનુમાન સર્વથા સાચુ હતુ

કોઇ પોતાને ન ઓળખે ! એ વેશે ડિટેકટીવ ભાનુએ ઘર બ્હાર પગલુ મૂકયુ ફરી પાછી એક વાર પેલી કાગળની કાપલી કે જે વનમાળાએ વીરા પાસેથી મેળવી આપી હતી, તે ગજવામાથી બહાર કાઢી વાચી ફરી વાચી

તેમા શુ લખ્યુ હતુ ? કેવળ બેજ શબ્દ અને તે

"ડિટેકટીવ ભાનુ "

# પુષ્પઃ-૯ મું.

## " વેશ્યાને ત્યાં ! "



ગુલામસિંહ ભાનુમતીને વૃક્ષ તળે સુવડાવી સરિતા કિનારે ગયો તે પછી એકાએક ભાનુમતીને ભાન આવ્યું શુદ્ધિમાં આવતાંજ તેણે પોતાને નિર્જન સ્થાનમાં ઝાડ તળે સૂતેલી જોઇ તે બ્હીની પોતાના મ્હેલમાં જવાનો રસ્તો માલમ ન હોવાને લઇને તેણે નસીબને ભરોસે જ્યાં જવાય ત્યાં ચાલવા માંડયું ચાલતી ચાલતી તે પાસેના રાજપુર નામક ગામને પાદરે આવી પ્હોંચી

ગામને દરવાજે રાજપુરની પ્રખ્યાત વેશ્યા મધુરીનું વિશાળ મકાન આવી રહ્યું હતું અત્યારે તેના મકાનમાં સંગીતની મઝાં ઉડી રહી હતી

રાધા—પાલવ મ્હારો મૂક કહનૈયા
જાવું મ્હને જળ ભરવા .
મોડું થાશે માત ખિજાશે
રોકે બ્હ્યું શું કરવા ? જવા દે જાવું
છેક છકેલો .. નન્દનો છેલો
રાખે ન કોઇની પરવા જવા દે જાવું
મસ્તી કરીને પાલવ ચીર્યો ( ક્યાં છે ? )
( જો ' ) ગિઢણું લાગી સરવા (૨)

રોજ ઉઠીને ! ઘંઘો ત્હારે પનીહારીને પજવવા
જવા દે જાવું.,

બંસી વગાડે ! નેહ લગાડે ગોપીના ચિત્ત હરવા
( એમ કે ? )

હારી હવે હું ! છોડ મ્હને તું ! શરમા ! જરી કે શરમા !
જવા દે જાવું

" પુષ્પ " કથે ધનભાગ્ય પ્રભુજી ( તેના )
પાલવ ઝાલે જેના જવા દે જાવું

રાજકુંવરી ભાનુમતી આજ મકાન પાસે આવી ઉભી રહી. કોઇ ગૃહસ્થના ઘરમાં મંગળ પ્રસંગને લઇને ઉત્સવ નિમિતે આ રંગ–રાગ ઉડી રહ્યા હશે, એમ ધારી ભાનુમતી મકાનના પગથીઆ ચઢવા લાગી. એક રાત્રિ આશ્રય લઇ પ્રભાત થતાં પોતાના મ્હેલે ચાલ્યા જવું, એજ તેનો ઇરાદો હતો દ્વાર ખુલ્લા હતા એટલે ભાનુમતીને ઉપર જતાં કોઇ પણ જાતનો વિચાર કરવો રહ્યો નહિં

ઉપર જતાંજ તેણે શું જોયું ? એક વિશાળ શણગારેલા ઓરડાની વચ્ચોવચ્ચ એક મોહીની અણમૂલ વસ્ત્રાલંકારોથી વિભૂષીત બનીને આ ગાયન લલકારી રહી હતી આજુબાજુ ધનવાન લ્હેરીવાલાઓ મણિધરની માફક દિવાના બની ડોલી રહ્યા હતા એટલામાં વેશ્યાની નજર તેના ઉપર પડી. સંગીત અટકયું તે બોલી,

"કોણ?"

"એક નિરાધાર અબળા ! બ્હેન ! આજની રાત મ્હને આપના મકાનમાં આશ્રય મળશે?" ભાનુમતી ડરતાં ડરતાં બોલી

ભાનુમતીના અંગ ઉપર મૂલ્યવાન ચીરો તથા અલંકારો જોતાજ તે અંજાઇ ગઈ રાજકુંવરીના સૌન્દર્યે મધુરી ચેતી ગઇ, કે આ કોઇ ખાનદાનનું બચ્ચું વખાનું માર્યું દૈવયોગે આ રસ્તે આવી ચઢયું છે શિકાર સારો છે, ધારી, મધુરીએ એક આ સરદારના ઘરની સ્ત્રીની માફક તેને સન્માન આપી બેસાડી

આંખની ઇશારત થતાજ દાસીએ રંગીલાલાઓને ચાલતા થવાનું કહ્યું તમામ વેરાઇ ગયા પછી મધુરીએ ભાનુમતીને પૂછયું,

"બ્હેન તમારૂં નામ શું?"

"ભારતી" ભાનુમતીએ પોતાનું ખરૂં નામ છૂપાવ્યું

"તમે આવી ભયાનક રાત્રિએ અત્યારે અહીં કેવી રીતે આવી ચઢયા?"

"તે હું પોતે પણ નથી જાણતી બ્હેન! હું મણીપુરના એક ગર્ભશ્રીમંત પિતાની પુત્રી છું રાત્રિને વખતે મ્હને કોણ ત્યાંથી ઉપાડી લાવ્યું? એની મને ખબર નથી અહીંથી થોડે દૂર એક વૃક્ષ નીચે મ્હને સુવડાવવામાં આવી હતી જ્યારે હું જાગી ત્યારે બ્હીધી. તે પછી જ્યાં નસીબ દોરી લાવ્યું, ત્યાં આવી ચઢી છું આજની રાત મ્હને અત્રે સુવા દેશો? સ્હવાર પડતાં હું ચાલી જઇશ"

ભાનુમતીએ પોતે રાજકુંવરી છે, એ વાત ગુપ્ત રાખી, કારણ કે તેને સજ્જડ શક પડયો હતો, કે હું વેશ્યાના મકાનમાં આવી ચઢી છું તે હવે પસ્તાતી હતી, પરંતુ શું કામનું?"

"ખુશીથી સૂઈ રહો આ મકાન આપનુંજ છે હો બ્હેન! તમારે કોઇ પણ વાતે ગભરાવું નહિ પ્રભાતે આપના પિતા પાસે આપને પ્હોંચાડી દેવા હુંજ સર્વ પ્રતિબંધ કરી આપીશ."

"આપનો ઉપકાર!" ભાનુમતી ધબકતી છાતી ઉપર હાથ મૂકતા આટલું બોલી

આ પછી તે બેઉ વચ્ચે થોડી અન્ય વાતચીત થઈ તે પછી ભાનુમતીએ પોતાને ઉંઘ આવે છે, એમ કે'તાજ મધુરી તેને એક સુસજ્જિત શયનખંડમા લઇ ગઇ થોડાક વસ્ત્રો બતાવતી, તે બોલી, "હું ધારું છું કે આજની રાત તમે અહીં ઘણી સારી રીતે ગાળી શકશો."

જાણે આભાર દર્શાવતી ન હોય! તેમ ભાનુમતી કેવળ આના જવાબમા સ્હેજ હસી મધુરી બારણું બ્હારથી બંધ કરી ત્યાથી ચાલતી થઈ

મધુરીના ગયા પછી ભાનુમતીએ વસ્ત્રો બદલી નાખ્યા પ્રભાતે પોતાના નગ્રમા જતા પોતાને કોઈ ન ઓળખવા પામે, એ વિચાર પણ વસ્ત્ર બદલતી વેળા તેના મગજમા હતો વસ્ત્ર બદલી શ્રમિત એવી રાજકુમારી પલંગમા પોઢી ગઈ દૈવસંયોગ તે આનુ નામ! ક્યા એક રાજમ્હેલમા પોઢનાર રાજકન્યા વેશ્યાને ત્યાં!

ભાનુમતીને સૂતાને એકાદ કલાક થયો, છતા હજુ મધુરીને ઉંઘ આવતી ન હતી તેના મગજમા આ પોતાના હાથમા અચાનક આવી પડેલી આબરૂદારની કન્યાને વિષે વિધવિધ વિચારો ઘોળાતા હતા વળી તે કોઇના આવવાની આશાતુર નયને વાટ જોતી હતી એટલામા દ્વાર ખખડયા પ્હેલેથીજ કોણ આવનાર છે? એ જાણતી મધુરીએ ઝટપટ નીચે ઉતરી તે ખોલ્યા પ્રવેશનાર પુરૂષ નહિ પરન્તુ એક રમણીને જોતાજ તે અજાયબ થઈ બોલી,

"તમે કોણ?"

"ભામિની!"

આટલોજ શબ્દ કહી તે આવનાર રમણીએ વેશ્યા મધુરીના કાનમા પોતાની ઓળખાણ આપી આશ્ચર્ય પામતી અને હસતી વેશ્યા તેને લઇને પોતાના દિવાનખાનામા આવી થોડી વાર મધુરી અને આ નવીન આવનાર રમણી ભામિનીની વચ્ચે છૂપી મસલત થઇ, તે પછી ભામિની બોલી "

"મધુરી! હને ખબર છે, કે "

"શું ?"

"આપણા હાથમાથી છટકેલા દુશ્મનો હજુ હયાતી ભોગવે છે!"

"કોણે કહ્યું ?"

"હે! મ્હારી નજરોનજર એમાના એકને જોયો છે આપણા છૂપા ભેદોથી તે જાણકાર છે તે ઉપરાત તેને ગુલાબસિંહ બ્હારવટીઆ જેવાની ઓથ છે "

"કોણ ? વીરા તો નહિ ?"

"એજ! એજ!"

"તમે એ શા ઉપરથી જાણ્યુ ?"

"ડિટેકટીવ ભાનુપ્રસાદને તેના ગજવામાથી એક ચીજ મળી આવી છે. તેના ઉપર એવુ લખ્યુ હતુ "

"શુ ?"

"ડિટેકટીવ ભાનુપ્રસાદ "

"હે ?"

"હવે તુજ કહે, કે—ડિટેકટીવ ભાનુપ્રસાદના નામનો છાપેલો કાર્ડ વીરાના ગજવામા કયાથી આવ્યો ?"

"ત્યારે વેશધારી ડિટેકટીવ ભાનુનો ભેદ પકડાઇ ગયો ?"

"હા ! અને તેજ કહેવા હું અત્યારે આવી છું જો રાજ્મળ ! આ ખાસ કામ માટે હવે શા પગલા ભરવા ? તે વિચાર કરવાનો છે મ્હને એમા ત્હારી જરૂર છે ડિટેકટીવ ભાનુના મકાનમા બનતા લગી કાલે વનમાળા પણ આવવાની છે તુ પણ લગભગ બપોરે ત્યા આવી રહેજે"

આ વાત વધુ લબાય, તે પ્હેલા મધુરીના દ્વાર ઉપર પાછો અવાજ થયો ભામિનીએ બારીમાથી બ્હાર જોયુ ચદ્રની ચાદનીના અજવાળામા પગથીઆ ઉપર ઉભેલી વ્યકિતનુ મુખ જોતાજ ભામિની બ્હીધી 'મધુરી ! હુ ન્હાસી જાઉં, ત્યા સુધી આ આવનારને ખોટી કરજે" કહી ભામિની એક ઓરડાના દ્વાર ઉઘાડી તેમા ભરાઇ ગઇ

બારણા ખૂબ ખખડના લાગ્યા "કોણ હશે ?" તથા ભામિની એનાથી આટલી બધી ડરીને કેમ ન્હાસતી હશે ? એ વિષે તર્કવિતર્ક કરતી મધુરી હાથમા ફાનસ લઇ દ્વાર ખોલવા નીચે ઉતરી

જ્યારે આ બાજુ ભામિની પેલી આવનાર નૂતન વ્યકિતથી ન્હાસવા યા છૂપાના ઓરડામા આમ તેમ ફાફા મારવા લાગી અચાનક તેની નજર ઓરડામાના પલગ ઉપર પડી તેમા એક સ્ત્રી–વ્યકિત અત્યારે સૂતેલી હતી

વાચક ! આ તેજ ઓરડો હતો, કે જેમા મધુરીએ ભાનુમતીને સુવાનુ કહ્યુ હતુ ધીરે પગલે ભામિની ભાનુમતીના પલગ પાસે ગઈ દીવાનુ તેજ સૂતેલી રમણીના મોઢા ઉપર બરાબર પડતુ હતુ ભામિનીએ પાસે જઇ તેનુ મોઢુ જોયુ જોતાજ તે ચમકી બે ડગલા પાછળ હટી, બોલી પડી "કોણ રાજકુવરી ભાનુમતી ? અહીંયા ?"

# પુષ્પ.—૧૦મું.

## " ભૂલનો ભોગ "




રે ભીને કપડે ગુલાબસિહ ભાનુમતીને સુવડાવી હતી, ત્યા આવ્યો, ત્યારે ભાનુમતીને તેણે ત્યા ન જોઇ પોતાનો ઘોડો પણ તેણે ત્યા ન જોયો ભાનુમતી શુદ્ધિમા આવતાજ પોતાના અશ્વ ઉપર બેસી પલાયન થઈ ગઇ હશે ' એમ ગુલાબસિંહે ધારી લીધુ

વૃક્ષ નીચેજ તેણે રાત્રિ પસાર કરવાનુ ધાર્યુ ભીના કપડાં નીચોવી નાખી બ્હારવટીઓ પાદડાની પથારી કરી તેજ વૃક્ષ નીચે સૂતો.

પોતાને સૂઈ ગયાને કેટલી વાર થઇ તેની ખબર તેને ન પડી. પરતુ જ્યારે તે જાગ્યો, ત્યારે તેણે જોયુ કે, થોડે દૂર એક રમણી ઝપાટાબધ પગલા ઉપાડતી કયાક જઇ રહી છે

વૃક્ષના ખરી પડેલા સુકા પાદડાઓ ઉપર તેના પગ પડવાથી અવાજ થયો અને એ અવાજે ચપળ બ્હારવટીઆની આખો ઉઘડી ગઈ તે એકદમ ઉભો થયો પેલી રમણી આ વખતે ઘણે દૂર નીકળી ગઈ હતી, છતા બ્હારવટીઓ તેને ન્હાસતી ભાનુમતીજ હોવી જોઇએ' એમ ધારી પકડવા પાછળ પડયો

જ્યારે આગળ ચાલનાર રમણી ભાનુમતી નહિ, પરન્તુ ભામિની હતી. તેને વેશ્યા મધુરીના મકાનમા જતી ગુલાબસિહે જોઇ લીધી.

અણધાર્યા આવી દ્વાર ઠોકનાર તે ગુલાબસિંહ જાતેજ હતો. જ્યારે ભામિની બારીએથી ગુલાબસિંહને આવેલો જોતાજ ચમકીને પેલા ઓરડામા ભરાઇ ગઇ હતી.

એક પળનો પણ વિચાર કર્યા વિના ભામિનીએ રાજકુમારી ભાનુમતીએ બદલી નાખેલા કપડા પ્હેરી લીધા. ભાનુમતી જાગે નહિ, એમ તેની સાથેના બીજા પલંગમા તે પણ પોઢી ગઇ. સૂતેલી ભાનુમતી ઉપર કોઇની એકાએક નજર ન પડે! એમ સભાળપૂર્વક તેણે એક ચારસો તેના શરીર ઉપર ઓઢાડી દીધો.

જે અરસામાં [illegible]રીએ નીચે જઇ દ્વાર ખોલ્યા ગુલાબસિંહ ઘરમા દાખલ થયો. [illegible] તેને અટકાવતા કહ્યુ,

"[illegible] ! તમે કોણ [illegible] ?"

"[illegible]

"[illegible] આમ વગર રજાએ આવવાનો તમને શુ અધિકાર [illegible]

"બહારવટીઓ ગુલાબસિંહ સત્તાધીશ અને રાજાચિઠ્ઠિઓને ખીસામા રાખી ફરે છે"

બહારવટીઆનુ નામ સાભળતાજ મધુરી ચૂપ થઈ ગઇ. ભામિનીના ડરનુ કારણ હવેજ તેને સમજાયુ. ગુલાબસિંહે ભામિનીને આ ઘરમા પ્રવેશતા જોઈ હશે, અને તેની પાછળજ એ અહીં આવ્યો હોવો જોઇએ, એ સત્ય અનુમાન મધુરીએ બાધી લીધુ.

ગુલાબસિંહે ઉપર આવતાજ મધુરીનો એક હાથ પોતાના હાથમા મજબુત રીતે પકડયો. તેના બીજા હાથમા પિસ્તોલ હતી. મધુરીની છાતી ઉપર ધરતા તે બોલ્યો, "સીધે સીધી બતાવી દે, કે થોડીજ વાર ઉપર ત્હારા ઘરમા પ્રવેશેલી રમણી ક્યા છે?"

એક ક્ષણમાં મધુરીના મગજમાં સેંકડો વિચાર આવી પસાર થઈ ગયા ભામિની ન્હાસી ગઇ હશે કે નહિ ? તે પણ તેને ન સમજાયું "ગુલાબસિંહ ભામિનીને બદલે પેથી ભાગતીનેજ ( ભાનુમતીને ) લઇ જાય તો કેમ ?" એ વિચારે તેણે ભાનુમતીના શયનખંડના દ્વાર પ્રતિ આંગળી કરી "આમાં સુતેલી છે"

. ગુલાબસિંહને પણ ભામિની નહિ, પરન્તુ ભાનુમતીજ જોઇતી હતી ભામિનીને તેણે જોઇ પણ ન્હોતી, તેમ તેની આશાએ તે આટલે દૂર આવ્યો પણ ન્હોતો મધુરીના બતાવેલા ઓરડાનું દ્વાર ઉઘાડી નાખી તે અંદર ધસી ગયો પલંગ ઉપર આગળનીજ બાજુએ ભાનુમતીના પોશાકમાં ભામિની સુતી હતી વસ્ત્ર ઉપરથીજ તેને ભાનુમતી ધારી લઇ ગુલાબસિંહ બોલી ઉઠયો, "એજ ! અંતે મ્હારૂં ધાર્‌યું ખરૂં પડયું, ને ફેરો પણ સફળ થયો" બીજીજ પળે તેણે જોયા વગર ભાનુમતી—વેશધારી ભામિનીને ઉચકી, ઉત્રતીજ ખાંધ ઉપર નાખી ચાલવા માંડયું મધુરી પણ ગુલાબસિંહના ખભા ઉપર ભારતીને (ભાનુમતીને) જોઇ ખૂશ થઇ વેશ્યા અને ગુલાબસિંહ બંનેએ ભાનુમતીના વસ્ત્ર ઉપરથીજ તેને રાજકુંવરી માની લેવાની ભૂલ કરી હતી. જ્યારે પલંગની છેક પાછલી બાજુએ સુતેલી ખરી ભાનુમતી ઉપર કોઇની નજર ન્હોતી પડી

પોતે ગુલાબસિંહને બનાવવામાં સફળ થઇ હતી, તે ઉપર હસની હસતી મધુરી ભાનુમતીના શયનખંડમાં આવી તેની અત્યંત અજાયબીની અંદર હજુ પલંગ ઉપર એક રમણીને તેણે સુતેલી જોઇ. ગુલાબસિંહ પોતાને જોઈ લે ! એ ભયને લઇને ચાલાક ભામિનીએ સુતા અગાઉ દીવો હોલવી અંધારૂં કરી દીધું હતું, અને તેનેજ લઇને

ગુલાબસિંહ પાછળ પીઠ કરી સૂતેલી ખરી ભાનુમતીનુ મ્હે જોવા ન્હોતો પામ્યો બારીમાથી પડતા ચંદ્રના અજવાળામાજ તે ભાનુમતીના વસ્ત્રને ઓળખી જઈ ભામિનીને ઉપાડી ગયો હતો

મધુરીએ દીવો ચેતાવ્યો તેનો પ્રકાશ સૂતેલી રમણીની પીઠ ઉપર પડયો તેણે વિરૂદ્ધ દિશામા પાસુ બદલેલુ હોવાથી તેનુ મોઢુ દેખાતુ ન હતુ કદાચ ! ભામિની તો નહિ હોય ! એમ ધારી ડરતી ડરતી વેશ્યા તેની પાસે ગઈ એટલામા ભાનુમતીએ પાસુ બદલ્યુ વેશ્યાએ તેનુ મોઢુ જોયુ તેના મ્હોમાથી અચાનક ઉદ્‌ગાર નીકળી ગયા

" કોણ ' ભારતી ? "

મધુરીના અચાનક અનાજે ભાનુમતી જાગી ઉઠી તે શય્યામા બેઠી થઈ ગઈ મધુરીને પોતાની પાસે ઉભેલી જોતા, અને પોતાનુ નામ દઈ બોલાવતી સાભળી, તેણે કહ્યુ

" કોને ? મ્હને બોલાવો છો ? "

મધુરી શુ બોલે ? તે તો ભાનુમતીને જોતાજ સ્થભી ગઈ સ્વગત બોલી, ' આ ભારતી તો અહિજ છે, ત્યારે ગુલાબસિંહ એ કોને ઉપાડી ગયો ' "

ભામિનીનો પ્રપચ પાર ઉતર્યો હતો ભાનુમતીને બદલે ભૂલમા ભામિનીને ઉચકી જવામા ગુલાબસિંહ ઠગાયો હતો સ્વહસ્તેજ તે ભૂલનો ભોગ થયો હતો



# પુષ્પઃ—૧૧ મું.

## " ઓચિંતો ઘા "



"ભારતી ! તું કયાં સુતી હતી ?" મધુરીએ આશ્ચર્ય જનક નજરે પૂછ્યું

"કેમ ? આ પલંગ ઉપરજ !"

મધુરી, બનેલો બનાવ એક પળમાં પામી ગઈ ભામિનીએ ગુલાબસિંહને સપડાવવા સ્વહસ્તેજ આ પ્રપંચજાળ પાથરી હતી, એમ તે સમજી ગઇ છતાં ભાનુમતીને શક ન પડે એટલા માટે તે બોલી, "જોજે ! બ્હેન ! સાચવીને સૂજે ! મ્હે કોઇ બદમાશને આપણા ઘરમાં પેઠેલો જોતાજ ગભરાઇને અહીં આવી તને જગાડવા બૂમ મારી હતી"

ભાનુમતીને ગળે મધુરીની આ વાત ન ઉતરી તેના ગયા પછી તેણે પોતાના વસ્ત્રો મૂકયા હતાં ત્યાં જોયું તે ત્યાં ન હતાં નક્કી આ મધુરી કોઇ ભેદી પૂતળી છે, એમ તેના દીલમાં ઠસી ગયું પ્રાતઃકાળેજ તેનું ઘર ત્યાગી ગૂપચૂપ ચાલ્યા જવાનો તેણે ઠરાવ કર્યો

જ્યારે આ બાજુ ભામિનીને નિદ્રાધીન અને ભાનુમતી ધારતો ગુલાબસિંહ ખભે નાખી રસ્તો કાપી રહ્યો હતો પેલીજ સરિતા ઉપરની આસુ ભરી યાદ વાળી ટેકરી ઉપરથી પોતાના છૂપા સ્થાને પ્હોંચવા પસાર થઇ રહ્યો હતો

પરન્તુ માણુસ ધારે છે કંઇ ! અને ઇશ્વર કરે છે કંઈ ! ગુલા-બસિંહની પીઠ ઉપર ઉચકાયલી દગાખોર ભામિનીએ એક તીક્ષ્ણ છૂરીનો ઘા બ્હારવટીઆની પીઠ ઉપર કર્યો અચાનક ઘા વાગતાજ ગુલાબસિંહ તમ્મર ખાઇ નીચે પડયો તેની પીઠમાથી બેશુમાર લોહી વહેવા લાગ્યું.

બદમાશ ભામિનીના વૈરની તૃપ્તી હજુ ન્હોતી થઈ ગુલાબસિં-હનુ તે મ્હોત જોવા ચ્હાતી હતી ઘવાયલા વીરને તેણે પોતાના હાથો વડે ટેકરી ઉપરથી નીચે સરિતાના જળમા હડસેલી દીધો એક ભયકર હાસ્ય કરી ભામિની તેને ડૂબતો જોઇ, બોલી ઉઠી, " આહાહાહા ! ખલાસ ! બસ ! ખલાસ ! દુનિયાના એક મહાન બહા-રવટીઆના મ્હોતનુ માન અને અભિમાન બને મ્હને છે તેણે ભાનુ-મતાને મેળવવા પાછુ વેસ્યા મંજુરીના ઘર તરફ પ્રયાણ કર્યું

આ સમયે પરોઢ ફાટી ચૂકયુ હતુ રાજકુવરી ભાનુમતી આવા આછા અધારામાજ પોતાને મકાને જવા તૈયાર થઇ રહી હતી એટ લામા ઉતની મંજુરીને દ્વારે પાછી ભામિની આવી ઉપર આવ્યા પછી તેણે મંજુરીને પૂછ્યુ, " મંજુરી ! મ્હે આ સ્હામેના ઓરડામા રાજકુવરી ભાનુમતીને જોઇ હતી તે કયા છે ? "

" રાજકુવરી ભાનુમતી ? " મંજુરી આશ્ચર્ય પામતી બોલી

" હા હા "

" તુ ભૂલે છે એ અહીં આવીજ નથી "

" તો શુ મ્હે મ્હારી બાજુના પલગ પર એક રમણીને સૂતેલી જોઇ હતી, તે ખોટુ ? અરે ! આ એના વસ્ત્ર શુદ્ધા તો હજુ મ્હારા શરીર પર છે, ને તુ ના કહે છે ? "

" પરન્તુ એ તો ભારતી છે, ભાનુમતી નહિ ! "

"ભારતી ? એ વળી કોણ ? "

" મણીપુરના કોઈ આમરદાર કુટુંબની કન્યા "

" ખોટી વાત ! મધુરી ! એણે નામ છૂપાવ્યું છે બહારવટીઆ ગુલાબસિંહના દગાને ભોગ થએલી સુન્દરી, એજ રાજકુંવરી ભાનુમતી છે "

ભાનુમતી કે જે કાન માંડીને દ્વાર આગળ ઉભી રહી આ વાત સાંભળતી હતી, તે એકદમ બ્હાર આવી બોલી, " હા હુંજ મણીપુર નરેશની પુત્રી રાજકુંવરી ભાનુમતી ! બોલો શું છે ? "

" કંઇ નથી રાજકુંવરી ! હું તમને તમારા પિતાની આજ્ઞાથી છોડાવવા આવ્યો છું ચાલો "

" તમે કોણ છો ? "

" ડિટેકટીવ ભાનુપ્રસાદ ! "

એમ કે'તાજ ભામિનીએ સ્ત્રી–વેશ કાઢી દૂર ફેંકી દીધો ખરે-ખર ! ગુલાબસિંહને ભૂલાવામાં નાખી મધુરીના મકાનમાં લાવનાર તે વેશધારી ડિટેકટીવ ભાનુજ હતો ભાનુમતીને શોધવા, અને મધુરી સાથે મળી એક ગુપ્ત બાજી ગોઠવવા, તે સરયુને ગુમાવી, વનબાળાની સ્હાયથી છૂટી, મધુરીને મકાને આવી રહ્યો હતો તેજ વખતે ગુલાબ-સિંહ તેની પૂઠે પડયો ( તેને પોતાના હાથમાંથી છટકેલી ભાનુમતી ધારી ) ભામિનીએ તેને બારીએથીજ જોઇ લીધો, અને અંતે ગુલાબ-સિંહ ભામિનીના પ્રપંચનો ભોગ થયો

મધુરી અને વેશધારી ડિટેકટીવ ભાનુપ્રસાદ સગા ભાઇબ્હેન સાથે ! એક ડિટેકટીવની બ્હેન તે રાજપુરની પ્રખ્યાત વેશ્યા ! કેવું આશ્ચર્ય ! ભાનુમતી પણ ભામિનીને બદલે ભાનુને જોતાજ દીંગ થઈ ગઇ પરન્તુ તેને એ ખબર ન્હોતી કે ડિટેકટીવની બ્હેન મધુરી ! તે એક નીચ વેશ્યા છે

ભામિનીએ ઉતારી નાખેલો અસલ ભાનુમતીનો પોશાક પાછો રાજકુંવરીએ ધારણ કર્યો ડિટેકટીવે હરખાતે હૈયે મધુરી તથા ભાનુમતીને લઇને મણીપુર પ્રતિ પ્રયાણ કર્યું

મણીપુર નરેશને ભાનુમતીએ પોતાની સર્વ વાત વિસ્તારપૂર્વક કહી દીધી તે પછી ભાનુએ પણ પોતાની હોશિયારીનું બ્યાન કર્યું બ્હારવટીઆ ગુનાબસિંહને સદાને માટે વિદાય કર્યાની તથા કેશરી સિંહ દુશ્મનનો માણસ હોઇ પોતાને દગો કરી ન્હાસી ગયાની વાત કહેવા પણ ડિટેકટીવ ભાનુ ન ચૂકયો પોતાની પુત્રીને આશ્રય આપનાર વેશ્યા મધુરીને તથા શોધી લાવનાર ડિટેકટીવ ભાનુને રાજાએ ખૂશ થઈ કીમતી બક્ષીસો આપી તે પછી પુત્રીની ઇચ્છાને માન આપી મણીપુરનરેશે ડીટેકટીવને કહ્યું, "ભાનું મધુરી સાથે ત્હારો શો સબંધ છે"

"કંઇજ નહિં મહારાજા વનમાળાની પેઠે મધુરી પણ વેશ્યાને વેશે એક મ્હારી છૂપી મદદનીશજ છે અમારા ડિટેકટીવ લોકને આવા છૂપા મદદગારો પણ રાખવા પડે છે"

પિતા પુત્રી બેઉની શંકા ભાગી ગઇ મધુરીને લઇ ડિટેકટીવ ભાનુ ખૂબ હરખાતો પોતાને ઘેર ગયો (અમીરના મકાને) તેના આટલા બધા હર્ષનું કારણ મણીપુરનરેશે પોતાની પ્રજા સમક્ષ તુર્તજ બ્હાર પાડેલો એક ઢંઢેરો હતો

"પ્રખ્યાત બ્હારવટીઆ ગુલાબસિંહને મ્હાત કરી તેની લાસ નદીમાં ફેંકી દઇ, ગુમાયલી રાજકન્યા ભાનુમતીને તેના હાથમાંથી છોડાવી લાવનાર બાહોશ અને જાણીતા રાજપુરના વિખ્યાત ડિટેકટીવ ભાનુપ્રસાદને પરમદિવસે દરબારમાં મણીપુરનરેશ તરફથી માનપત્ર મળનાર છે" તે પ્રસંગે સર્વેએ પધારવું

## પુષ્પ:—૧૨મું.

### "બચાવ!"



સરોવરની સુન્દરી સરયુને લઇ કેશરીસિંહ યક્ષ-ભુવનમા આવી લાગ્યો સરયુએ કેશરીસિંહને પોતાના ગુપ્તસ્થાનથી પરિચિત જાણતાજ પૂછયુ

"તમે કોણ છો? તથા આ સ્થાનનો ભેદ તમે કયાથી જાણો છો? વીરા સાથે તમને શો સબંધ?"

'બાળા! એ બધુ સમય આવે આપોઆપ ખુલ્લુ થશે હાલ તો એટલુજ જાણવુ બસ થઇ પડશે, કે સેવક આપ સૌનો પરમહિતેચ્છુ અને છૂપો મદદગાર છે'

આ પછી સરયુ કેશરીસિંહને લઇ સ્નેહ-સરોવરની શોભા બતાવવા લાગી થોડી વાર પછી ત્યા વીરો આવી લાગ્યો

"કેશરી! ત્હારે હવે રાજકન્યાને મ્હેલે જવાની જરૂર નથી રહી, કારણ કે તુ અમારો છૂપો મદદગાર છે, એમ ડિટેક્ટીવ તથા રાજા તમામ ચેતી ગયા છે"

"ત્યારે કયા જાઉ?'

"ભગવતીની પાસે હુ ઝુપડીમા સરયુને સભાળી આજનો દિવસ હજુ ગુલાબસિંહની વાટ જોઉ છુ તેઓ રાજકુવરીનુ હરણ કરવા ગયા હતા, અને તેમા ફાવ્યા છે, છતા હજુ પાછા નથી આવ્યા તુ ત્યા રહી સાથે સાથે તેમની પણ તપાસ કરજે"

"બહુ સારૂં"

તે પછી કેશરીસિંહ સરયુને વીરાની સંભાળમાં સોંપી ભગવતીને ઝુંપડે જવા ચાલતો થયો જ્યારે આ બાજુ વીરા તથા સરયુએ આખી રાત્રિ પ્રેમની વાતો કરવામાંજ પસાર કરી ખરેખર વીરા સરયુને અને સરયુ વીરાને પરસ્પર પવિત્ર પ્રેમથી ચ્હાતા હતા ભવિષ્યમાં પતિ–પત્ની થવાની મહાન આશા રાખતા હતા પ્રભુ એ પાર પાડે!

જ્યારે કેશરીસિંહ ભગવતીને ઝુંપડે આવી લાગ્યો, ત્યારે લગભગ રાત્રી પડી ચૂકી હતી અમિન કેશરીસિંહે દેવીને બનેલી તમામ ઘટના કહી નિદ્રાદેવીનું શરણું લીધું

બીજા દિવસનું પરોઢ થયું દેવી ભગવતી એક ધવલ વસ્ત્ર ધારિણી યોગીની હતા પ્રભાતના આછા અજવાળાના સમાચાર કૂકડાઓએ સંભળાવતાજ તેઓએ શય્યા ત્યાગી નિત્યકર્મ અને સ્નાન કરવા માટે દેવી પાસેની સરિતામાં ગયા

સ્નાન કરવા જેવા યોગીનીએ પોતાના બે પગો પાણીમાં મૂકયા, ત્યાંજ સ્હામે કાંઠે પાણીમાં એક જબરજસ્ત ધમાકો થયેલો તેમણે સાંભળ્યો સામેના પહાડની ટેકરી ઉપરથી કોઇ હતભાગી પ્રાણી યા પશુ પડ્યા જેવું તેમને લાગ્યું પાછા ફરી ઝુંપડીમાં જઇ તત્કાળ તેમણે બૂમ મારી

"મનુ ઓ મનુ!"

ઝુંપડાની અંદરથી સશક્ત બાંધાનો આશરે ૨૫ થી ૨૭ વર્ષનો એક ભરયુવાન આંખો ચોળતો બ્હાર આવ્યો "કેમ! માતાજી?"

"મનુ! જલ્દી જા! સ્હામે કાંઠે નદીનાં જળના હમણાંજ કોઇનો ટેકરી ઉપરથી પડવાનો અવાજ મ્હેં સાંભળ્યો એ હતભાગીને બચાવ".

• મહાદેવીની આજ્ઞા થતાજ તરવામા બાહોશ એવો મનુ કચ્છ બીડી પાણીમા કુદ્યો જોતજોતામા તે સ્હામે કાંઠે જઇ પહોચ્યો થોડા પાણીના પ્રવાહમા ધીરે ધીરે એક વ્યક્તિનુ શબ જેવુ તણાતુ, તેને કઇ લાગ્યુ તેને બચાવી મનુ કિનારે આવ્યો

કિનારે લાવતાજ યોગીનીની નજર તે હતભાગી પુરૂષ ઉપર પડી તે ચોંકી " કોણ મ્હારા "યોગીની આગળ બોલતી અટકી પડી તેણે પાસે ઉભેલા મનુની સ્હામુ જોઇ પૂછ્યુ, " મનુ ! આ કોણ છે ? ઓળખાય છે ? "

" હા ! બ્હારવટીઆ ગુલાબસિંહ "

ભામિની ઉર્ફે ડિટેકટીવ ભાનુના દગાનો ભોગ થઈ ટેકરી ઉપરથી ગબડાવી દીધેલા આ ઘાયલ ગુલાબસિંહના અચેતન પ્રાણપિંજર ઉપર દેવીના નયન પલકારા પડયા તે સજળ નયને બોલી "ઝુંપડીમા લઇ ચલો."

યોગીની તથા મનુ બંને મળીને ગુલાબસિંહને ઝુંપડીમા લઇ આવ્યા અગ્નિ પ્રકટાવી યોગીનીએ ગુલાબસિંહને જાગૃતિ લાવવા શેક કરવો શરૂ કર્યો એટલામા મનુ આજુબાજુથી કોઇ એક વૃક્ષના પાદડા ચૂંટી લાવ્યો તેનો કુચો કરી તેણે ગુલાબસિંહના ઘા ઉપર તે બાધી દીધો ઘા કરનાર જરા ચૂકયો હતો બળવાન બ્હારવટીઆના માંસલ અગમા તે બહુ ઉડે ન્હોતો પેસી શકયો, અને તેનેજ લઇને તે પ્રાણઘાતક થતો બચી ગયો

ચાપતા ઉપાયે જ્યારે ગુલાબસિંહ જરા શુદ્ધિમા આવ્યો, ત્યારે તેણે પાસુ બદલ્યુ યોગીનીની આખમા આ વેળા હર્ષનુ આસુ આવ્યુ મનુના નિરાશ મ્હોડા ઉપર પણ પ્રસન્નતાની જ્યોતિ છવાઇ રહી.

એટલામાં અર્ધજાગૃતિમાં આવેલો ગુલાબસિંહ બોલ્યો, "હું કયાં છું ?"

"સુરક્ષિત સ્થાનમાં."

અશકિતને લઇ ગુલાબસિંહે પાછું પાસું બદલ્યું. યોગીનીના કહેવાથી મનુ ઉભો થયો.

'મહાદેવી ! પરન્તુ એમને લઇ જવા શી રીતે ?"

'હા ! જો સ્હામે વડના ઝાડ સાથે એક અશ્વ બાંધેલો છે, તેને છોડી લાવ."

ગુલાબસિંહનો ચરવા મૂકેલો, અને ગૂમ થએલો અશ્વ તે આજ હતો. ફરતો ફરતો તે આ ઝુંપડી પાસે આવવાથી યોગીનીએજ તેને વૃક્ષ સાથે બાંધી રાખ્યો હતો, કારણ તે એ ઘોડાને ઓળખતી હતી. ઘોડાની શોધમાં કદાચ ગુલાબસિંહ અહીં આવશે, એ પણ એક તેના હૃદયની ગુપ્ત ધારણા હતી.

આ દરમ્યાન મનુ ઘોડો લઇ આવ્યો. પ્હેલાં તો અજાણ્યાને જોતાંજ ઘોડો તેને ન બેસવા દેવા તોફાને ચઢયો, પરન્તુ જ્યારે તેની નજર પોતાના અશકત અને ઘવાયલા માલીક ઉપર પડી, ત્યારે તે તદ્દન શાન્ત થઇ ગયો. મહાદેવી અને મનુએ મળી સંભાળપૂર્વક ગુલાબસિંહને ઘોડાની પીઠ ઉપર ગોઠવ્યા. મનુ તેમને બરાબર ઝાલી પાછળ સ્વાર થઇ ગયો. ઘોડો પણ પોતાના માલીકની સ્થિતિ કેમ જાણી ન ગયો હોય ! તેમ સહુજ સાવચેતીથી સંભાળીને ધીરે ધીરે બંનેને લઇ વગર હાંકયે છૂપા સ્થાન તરફ ચાલતો થયો.

યોગીની એને જતા જોઇ રહી. દેખાતા બંધ થયા પછી તેણે આંખમાં આવેલાં આંસુ લુગડાના પાલવે લૂછી નાખ્યાં. તે ભગ્નહૃદયા સ્નાન કરવા ચાલી ગઇ.

મનુનો અશ્વ બરાબર મધ્યાહ્ન કાળે દેવાલય સમીપ આવી પ્હોંચ્યો તે નીચે ઉતર્યો ઘોડાને પાસેની ઝાડીમા બાંધી, ગુલાબસિંહને લઇ તે સાવચેતીથી યક્ષ–ભુવનમા આવ્યો

આ વખતે સરયુ જળ–ક્રીડા કરી રહી હતી મનુએ તેને પૂછયુ "સરયુ ! વીરો કયા ગયો ?"

ભીને કપડે સરયુ સરોવરની બહાર નીકળી ફૂલ પણ તોડવા તે ન રહી વસ્ત્ર બદલતા બદલતા તે બોલી" "એ તો કયારના બાપૂની શોધમા ગયાં છે"

સરયુ તથા મનુએ મળી ઘાયલ ગુલાબસિંહને એક નરમ શય્યા ઉપર સુવડાવ્યા પુત્રી, પિતાને અગ્નિ પ્રકટાવી શેક કરવા લાગી થોડી વાર પછી ત્યા વીરો આવ્યો બળતણ લેવા બ્હાર આવતા મનુની નજર તેના ઉપર પડી મનુએ પૂછયુ

'વીરા ! કયા ગયો હતો ? આમ હાંફે છે કેમ ?"

"મનુ ! હુ ગુલાબસિંહની શોધમા ગયો હતો આપણા માલીકનુ ખૂન થયુ છે લાસ નદીમા ફેંકી દેવામા આવી છે"

"પણ એ ત્હને કોણે કહ્યુ ?"

"રાજ્યમા ઢંઢેરો પીટાયો છે, ને ઉપરથી "

"શુ ? શાનો ઢંઢેરો ?"

"એજ, કે ગુલાબસિંહને સ્વધામ પ્હોંચાડી ગૂમાયલી રાજકુમારીને મેળવી લાવનાર પેલા વેશધારી ડિટેકટીવને મહારાજા કાલે ભર્યા દરબારમા માનપત્ર આપવાના છે"

"ફિકર નહિ ! વીરા ! દુશ્મનો જખ મારે છે ગુલાબસિંહ ઇશ્વર કૃપાએ બચી ગયા છે "

"હે ?"

"હા ! અંદર આવ."

તે પછી મનુએ સરયુ તથા વીરા સમક્ષ ગુલાબસિંહના બચાવની વાત વિસ્તારપૂર્વક કહી સંભળાવી ગુલાબસિંહ પણ આ તમામ વાત શય્યામાં પડ્યો પડ્યો સાંભળતો હતો.

"એમનો ઘોડો મ્હામે ઝાડીમાં બાંધેલો છે." કહી પાછો જવા મનુ ઉભો થયો. વીરાએ તેજ વેળા તેના કાનમાં કહ્યું,

"કાલે દરબારમાં જવાનું છે મહાદેવીની રજા લેઇ સવારેજ અહીં આવજે."

"બહુ સારૂં" કહી મનુ ચાલતો થયો.

થોડી વાર પછી ગુલાબસિંહ સંપૂર્ણ ભાનમાં આવ્યો. સરયુ તથા વીરાના કાળજીપૂર્વક સતત્ પરિશ્રમે અને પ્રયત્ને ગુલાબસિંહની દર્દ વ્યથા અર્ધ ઉપરાંત દૂર થઇ ગઇ. તે સહજ આરામ થતા ઉશીકાને અઢેલી શય્યામાં બેઠો થયો.

"વીરા!"

"ફરમાવો ? શી આજ્ઞા છે પ્રભુ?" વીરો હાથ જોડી બોલ્યો.

"એ મનુ કોણ?"

વીરો ચમક્યો. છતાં માલીકની સાથે તે જુઠું બોલી ન શક્યો. ગળગળે સાદે તે બોલ્યો, "પ્રભુ ! એ ન પૂછો તો સારૂં."

"ત્હારી મરજી નથી, તો હું ત્હને દબાણ પણ નથી કરતો. છતાં એને વિષે તું મ્હને કંઇક પણ કહે."

"પ્રભુ! એ આપને નદીમાંથી ઉગારી લાવનાર, મ્હારો એક પરમસ્નેહી છે. આપણો છુપો મદદગાર અને શુભેચ્છક છે."

"પરન્તુ ત્યારે એ કેશરીસિંહ નહિ?' સરયુએ હવે પોતાની શંકા રજુ કરી.

"કેશરી એજ મનુ" વીરાએ ભેદ ભાગ્યો

"હું ધારૂં છું કે મનુની વાત ઉપરથી તો મ્હને બચાવવામાં કોઇ યોગીનીનો હાથ હતો તે કોણ વારૂ?"

"પ્રભુ! એ વાત હાલ જવાજ દયો થોડા વખતમાં એ યોગીની આપોઆપજ આપની પાસે આવનાર છે"

"મ્હારી પાસે? શા માટે?"

"આપના ઉપર કરેલા આ અનહદ ઉપકારનો બદલો માગવા"

"વારૂ વીરા! મ્હારા મૃત્યુની ખબર શહેરમાં ફેલાઇ ગઇ હશે?"

"જી હા"

વીરાએ તે પછી પોતે સાંભળેલો ઢંઢેરો ગુનાબસિંહને કહી સંભળાવ્યો

"વારૂ વીરા! હવે તું શું કરવા માગે છે?"

પોતાના માલીકે પડ્યા પડ્યા તમામ વાત સાંભળી છે, એમ વીરો જાણી ગયો હવે એમનાથી કાંઇ પણ છૂપું રહી શકે એમ નથી, ધારી તેણે પોતે રચેલી બાજી પોતાના માલીકને કહી બતાવી

"મ્હારો વિચાર! ગુપ્ત વેશે કાલે દરબારમાં જઇ આપ જીવતા છો, એ બીના ઉઘાડી પાડવાનો, તથા માનપત્ર અટકાવી એ ખૂની પાપાત્માને ભર્યા દરબારમાંથી ઉચકી લાવવાનો છે"

'વીરા! આ જબરૂ સાહસ છે"

"છતાં આપના સેવકમાં તે પૂરું કરવા પૂરતું બળ અને કળ છે"

"ત્યારે હું પણ સાથે આવીશ."

"પ્રભુ! આપ શી રીતે આવી શકશો ! પાછું કંઈક થયું તો આપને ન્હાસતા પણ ભારે પડશે. માટે વાળો તો સારૂં "

"વીરા ! ત્હારા જેવા વીર ને વફાદાર સેવક જેને માટે જાન આપવા તૈયાર છે, તેને ડર હોય કે ? આ ગુનામસિંહને આવા ધાની શી વિસાત ? ભય શું ચીજ છે ? તે હું જાણતોજ નથી કારણકે ભયના ખુદના મયદાનમાં (જંગલમાં) હું ઉછર્યો છું, ખેલ્યો છું "

'તો જેવી આપની મરજી'

વીરો વધારે ન બોલી શકયો સરયુ પિતાના મુખ પ્રતિ જોઇ, બોલી,

"અને હું બાપુ ? હું કયાં રહીશ"

"અહીંયાંજ બેટા '

"એકલી"

"તો શું થઇ ગયું ? હવે કંઇ તું ન્હાની છે? સિંહની બાળ થઇને આમ બ્હીવું તે તને ન શોભે હો"

"હું યે તમારી સાથે આવું તો !"

"ના ત્હારાથી ત્યાં ન અવાય અમે જલ્દી પાછા ફરીશું તું ત્હારે સરોવરમાં ન્હાયા કરજે કેમ ? મઝા આવશેને ? "

સરયુ કંઈ ન બોલી તે રીસાઈને સરોવર ઉપરજ ચાલી ગઇ ત્યાં પાળ ઉપર વીરો બેઠો હતો તેણે એને મનાવી લીધી

ગુલાબસિંહ ધીરે ધીરે પોતાની શય્યા ત્યાગી બ્હાર ખુલ્લી હવામાં આવ્યો ફરીથી તેની નજર સરોવરની પાળ ઉપર મસ્તી કરતા વીરા તથા સરયુ ઉપર ગઇ બંને યુવાન અને રૂપવાન સાથે સદ્‌ગુણી હતા

'બંને બરાબર છે અકકેકને ચ્હાય છે મ્હારા રત્નને માટે મ્હારે ઝવેરી ખોળવા જવું પડે એમ નથી પ્રભો! આ સારો દિવસ પાસે લાવે !"

આટનું સ્વગત બોલી ગુલાબસિંહ તેમની પાછળ જઇ ઉભા રહ્યા. આ વખતે વીરો અને સરયુ સરોવરની પાળે બેસી પાણીમાં કાંકરા

નાખી, તે વડે થતા જળતરંગોની સરખામણી કરી રહ્યા હતા ત્યાં એકાએક સરયુની નજર પોયણાં ફૂલ ઉપર પડી તેને એ સાંભર્યું તે વીરાને કંઇક રોષથી હડસેલો મારતા બોલી, "જાવ ! જાવ ! તમારે લીધે તો હું આજે પોયણું ફુલ પણ લેવું-ચૂંટવું વીસરી ગઇ !"

"મ્હારે લીધે?" વીરો હસતા હસતા બોલ્યો

"હાસ્તો ! ત્યારે કોને લીધે?"

"તમારા પિતાને લીધે ! એમના સમાચાર જાણવા. ભાઇ ! અમારે લીધે તમેં શાના ભૂલો ! એનો અમેજ ભોળા કે તમને જોઇને બધું ભૂલી જઇએ."

"અમને જોઇને તમે શું ભૂલી જાવ છો? બોલોને."

"દુનિયા ! દુનિયા ! સરયુ ! ત્હને જોઉં છું, ને દુનિયા આખીને ભૂલી જાઉં છું. મ્હારે માટે દુનિયા પણ ડૂલ છે."

"એટલું બધું ? !"

"ત્યારે ! ત્હારા જેવી દેખાવડી છોકરીઓનો બીજો ધંધો તો મ્હને બતાવ ! હૃદય ચોરતા ફરવું ! અને ગાંડા બનાવવા ! એ."

"થોડું બોલો થોડું હવે." કહી સરયુ પાળ ઉપરથી ઉભી થઇ ગઇ

તુર્તજ તેની નજર આ બધું પાછળ ઉભા રહી સાંભળતા પિતા ઉપર પડી તે શરમાઇ ગઇ વીરાનું વીરવદન પણ ઝૂકી ગયું

"કેમ શું ચાલી રહ્યું છે?" હસતા હસતા ગુનાબસિંહે બનેની સ્હામું જોયું

જવાબ ન મળ્યો વીરાનું મોઢું જરા ઉચું થયું સરયુએ પણ તીરછી નજરથી વીરાની સ્હામું જોયું ચારે આંખો એક થઇ બને હસી પડ્યા, ગુનાબસિંહ ત્યાંથી ચાલતો થયો

---

# પુષ્પ:–૧૩ મું.

## "સરયુનું સંગીત"



સમય પ્રાતઃકાળનો હતો સ્નાનાદિથી પરવારી સરયુ પિતાની પાસે જતી હતી ત્યાં અચાનક તેના મનમાં થઇ આવ્યું કે "લાવને વીરાના ખંડમાં થતી જાઉં ! જોઉં એ શું કરે છે?" સરયુ વીરાના ખંડમાં તે ન જાણે એમ આવી પરન્તુ તેની અત્યંત અજાયબીની અંદર ત્યાં વીરાને બદલે તેણે એક રમણીને બેઠેલી જોઇ તેના હાથમાં એક સુન્દર વીણા હતી તે મંદમંદ સૂર ગાઇ રહી હતી,

રહ્યું શું ભારતમાં ભગવાન? (૨)
નથી વર્ણાશ્રમ નામનિશાન રહ્યું શું?
બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શૂદ્ર હિન્દુમાં જાતિ ચાર,
ધર્મ કર્મનો મર્મ પોતિકો કયાં છે હાલ લગાર?
ગઇ છે સાન ભૂલ્યા છે ભાન. રહ્યું શું?
બ્રાહ્મણ થઇ ભિક્ષાર્થ ભટકતા આજ ભેરવી ઝોળી,
શિષ્યો થઇને સેવા કરતા ગુરૂપણું દઇ બોળી
નથી જ્યાં સ્વયં જાતિ–અભિમાન રહ્યું શું?

ક્ષત્રિય થઇને શસ્ત્રો મેલ્યા લીધી ગુલામી તાણી,
પરાધીન થઇ પેટ ભરે પૂર્વજ-કીર્તી પર પાણી
કયા છે પ્રતાપસિંહ સમાન રહ્યુ શુ ?

શસ્ત્રો દુર્વ્યસનોને વળગ્યા સાથે લૂણુ હરામ,
વફાદારીને સેવા મૂકી પીતા પ્રમાદી જામ
નિશે ચકચૂર ગૂમાવે જાન રહ્યુ શુ ?

નથી હિન્દુમા હિન્દપણુ કઈ નથી ધર્મ કે સપ,
ધર્મ અનેકો ! ન્યાત અનેકો ! લખતા આવે કંપ
અરે ! અફસોસ ! આર્યસંતાન
વઢે જ્યા હિન્દુ મુસલમાન રહ્યુ શુ ?

સગીત પૂરેપૂરૂ ગવાઇ રહ્યુ, ત્યા સુધી સરયુએ ત્યાજ ઉભા રહી, ને સાભળ્યુ ગાનાર રમણીએ ગાયન પૂરૂ થતાજ વીણા નીચે મૂકી. એટલામા સરયુના ઝાઝર ઝમકયા તેની નજર તેના ઉપર પડી હવે સરયુએ તેને ઓળખી લીધી "તમે આ વેશમા ?" સરયુ બોલી પડી.

"હા ! સરયુ ! ત્હને કયા ખબર નથી, કે આજેજ ખરૂ વીરત્વ દર્શાવવાનુ છે ભર્યા દરબારમાથી ડિટેકટીવ ભાનુને ઉડાવી લાવવાનો છે. રાજા તથા તેના કર્મચારીઓની આખમા ધૂળ નાખવાની છે "

"વાહ્ ! વેશ તો ઠીક સજ્યો છે ને ?"

"કેમ ! કેવો છે ?"

"અરે ! કઇ વાત ! નાયકા વેશે જવાના કે ?"

"હા !"

"ન્હાનમ્ નહિ લાગે ?"

"જ્યારે ત્હારા પિતાશ્રી જેવા તબલા વગાડનાર થવાના, છે, ત્યારે પછી ન્હને　"

"ન્હને નહિ લઈ જાન ?" સરયુએ ધીરેશથી કહ્યું

"તું ત્યા શું કરશે ?"

"તમે કહો તે"

"તો ઠીક ! જો સાભળ ! મ્હે અને ત્હારા પિતાએ મળી ત્હારે માટે પણ એક કાર્ય નિર્માણ કરેલુ છે"

"શું ?"

"આજે રાજદરબારમા મ્હોટા મ્હોટા અમીરો આવશે તેમના અશ્વપાલો ઘોડાઓ લઇ દ્વારે ઉભા રહેગે તુ પે જુવાન અશ્વપાલના વેશે તેમની સાથે ત્યા ઘોડો લઇ ઉભી રહેજે"

"ના-બા મ્હારે તો દરબારમા તમારો મુજરો જોવો છે તેનુ કેમ ?"

"અહીજ દેખાડુ તો"

"ના-ના હુ તો અમસ્તી ! અરે હા ! પણ તમારૂ નામ શુ ?

"તુજ પાડી દે"

"તમે વેશ હિંદુ-નાયકા જેવો સજ્યો છે એટલે નામ પણ તેને યોગ્યજ બતાવી દઉ"

"જરૂર !

"સરસ્વતી"

"ઉંહુ આપણને એ પસદ નથી"

"તો !"

"બીજુ કઇ શોધી કાઢ ! સરસ !"

"લક્ષ્મી"

" નહિ "

" તો વિશ્વલીલા રાખવુ છે ?"

" એ પણ બરાબર નહિ "

" લ્યો ! ત્યારે વિશ્વમોહીની ગમે છે ?"

" હા ! એ ઠીક છે "

" વારૂ ! હવે કયારે જવાનુ છે? ને મારે શુ કરવાનુ છે? તે બધુ કહી દયો તો ." અધીરી સરયુ બોલી

" તુ જલદી જઈ ત્હારા પિતાના ખડમા તૈયાર રાખેલો પુરૂષ પોશાક પ્હેરી લે તે પછી પિતાશ્રીનો ઘોડો લઇ ત્હારે આવવાનુ છે હુ, ત્હારા પિતા, તથા મનુ દરબારમા જઇશુ તુ ઘોડો લઈ બીજા ઘોડાવાળાઓ સાથે નીચેજ ટ્હેર કરજે મ્હને જ્યારે જરૂર પડશે, ત્યારે હુ સીસોટી મારીશ એટલે તુ ઘોડો તૈયાર કરી દરવાજે આવી લાગજે યાદ રહ્યુ કે ?"

" હા ! એમા શુ છે "

" જોજે ! પકડાઈ ન જવાય ! હોશિયારીથી કામ લેવાનુ છે "

" વારૂ ! વારૂ ! તમે જરા આમ ફરો તો જોઉ ?"

" કેમ વારૂ ?"

"જરા ખાસ કામ છે "

" લે "

નાયકા વિશ્વમોહીની ઉર્ફે આપણો પરિચિત સેવક વીરો ફર્યો, એટલે અટકચાળી સરયુએ તેના માથા ઉપરનો છેડો ઉઘાડી પોતાના અબોડા માહેનુ દિવ્ય ફૂલ કાઢી ટપ્પ દઇ વીગના બનાવટી અબોડામાં ખોસી ઘાલ્યુ

"બસ હવે કરી જાવ"

"એ શું કર્યું ?"

"એ તો મ્હેજ અટકચાળું ! સમજ્યાને ? જરા અંબોડો ઠીક કર્યો છે હો ! બીજું કાંઈ નહિ"

સરયુએ વાત હસવામાં ઉડાડી પ્રેમઘેલો વીરો કશું ન સમજ્યો અને સરયુની આ નજીવી ભૂલે કેવું ભયંકર પરિણામ આણ્યું ? તે હવે પછી આપણે જોઈશું

'ઉભી રહે ! સરયુ ! જરા જો તો ' મ્હને વગાડતા ને ગાતા આવડે છે ને ?" વીરાએ મશ્કરી કરતા સરયુની ઓઢણીનો પાલવ પકડયો

"ગાયું હવે લાવો ગાઈ બતાવું"

"લેને ત્યારે ! નાએ કોણ પાડે છે ચાલ, તું મ્હારી શિક્ષિકા, અને હું તારી શિષ્યા પછી કંઈ છે ? શિખવ ગાના ! વગાડતા ને નાચતા"

સરયુને સંગીત વગાડવાનો અને ગાવાનો બહુજ શોખ હતો તેના કંઠમાં કુદરતી મીઠાશ હતી જો કે ખરૂં પુછો તો સંગીતનું જ્ઞાન તો તેણે વીરા પાસેથીજ પ્રાપ્ત કર્યું હતું વીરો પણ ગાવાની કળામાં નિષ્ણાત હતો, પરન્તુ તેનો કંઠ સરયુને પહોચે એમ ન્હોતો. સરયુએ વીણા લીધી તેણે પોતાના કોકિલ કંઠથી યક્ષ-ભુવન ગજાવી મેલ્યું

— સંગીત —

જાવું પેલે પાર

મુસાફીર ! હોડી હવે હંકાર

આ દુનિયામાં સ્વાર્થ ભરેલો, નિશદિન એ વ્યાપાર,
જેથી એનું નામ પડેલું બીજું સ્વાર્થ-બજાર,
ગમે ના ! રે'વું અહિં પળ વાર .મુસાફીર.

જોયા રાજા ! જોયા તાજો ! સત્તાધારી અમીર,
મ્હેલો જોયા ! ખેલો જોયા પણ આખર અસ્થિર,
બધુ એ ઘડીભર છે ટકનાર મુસાફીર

હું ઇચ્છું છું ગંગા જોવા ! જોવા યમુના-તીર,
ગીરી ! ગહ્વર ! જોવા મ્હારે છે, પીવા સંગમ-તીર,
તજી દઈ ક્ષણભંગુર સંસાર મુસાફીર

મ્હંત-મઢૂલી જોવી મ્હારે જોવા સંત-ફકીર,
સાંભળવા છે ! સાગરના એ સાદ મહા ગંભીર,
અહા ! શા કોકિલના ટહુકાર મુસાફીર

બાગ બગીચાઓ નથી જોવા, ગમતા નિર્જન રાન,
કુદરતની શોભા જોવી છે, પક્ષીના કંગાન,
મધુરા ફળ ફૂલના અંબાર મુસાફીર

શીખવા છે કુદરતના ભેદો ! નહિ આ શાસ્ત્ર ! પુરાણ,
ઇશ્વરની લીલાના મ્હારે ! ગાવા છે બસ ગાન,
સદા સુખ ! શ્રી હરિ ! ૐ ! ઉચાર મુસાફીર

"વાહ ! વાહ ! શાબાશ ! સરયુ ! પાસ !" વીરો ગાયન પૂરૂં થતાંજ ચિત્કારી ઉઠ્યો

"મશ્કરી કરો છો કેમ ? જાવ, ત્યારે હવે નથી ગાતી"

વિનોદી રોષમાં સરયુ વીણા મૂકી ચાલી ગઇ છતાં વીરાના હૃદયમાં તો જડાઈ ગયુ હતુ, પોતાની પ્રિયતમા સરયુનું સંગીત



# પુષ્પ:–૧૪મું.

## "વારાંગના કે વેશધારી ?"



આજે ડિટેકટીવ ભાનુપ્રસાદને ભર્યા દરબારમા માન-પત્ર મળવાનુ છે સુશોભિત અને આકર્ષક રીતે. દરબારગઢ શણગારવામા આવેલો છે સમય થતા સરદારો, અમીરો અને સદ્‌ગ્રહસ્થોના ટોળે ટોળા દરબારમા પોતપોતાના આસન શોભાવવા લાગ્યા ડિટેકટીવ ભાનુ પણ મુછ ઉપર તાલ દેતો રાજાને ડાબે પડખે અક્કડ થઇને બેઠેલો હતો રાજમાતા રાજકુવરી ભાનુમતી તથા અન્ય દાસીઓએ પણ પડદા પાછળ આવી પોતપોતાની જગ્યા લીધી હતી બધા આવી ગયા પછી મણીપુરનરેશ ભાનુચદ્રની નેકી પોકારવામા આવી સઘળાએ ઉભા થઈ રાજાને સન્માન આપ્યુ મણીપુરના ભૂપાળ રાજ્ય સિહાસને ગોઠવાયા

ડિટેકટીવ ભાનુના કહેવાથી વારાગના મધુરીનો નાચ દરબારમા ગોઠવવામા આવ્યો હતો રાજાએ સેવકને તેને તેડી લાવવા કહ્યુ મધુરી પૂર ઠાઠમા દરબારમા આવી પ્હોચી રાજાને ઝૂકીને વદન કર્યા પછી તેણે ગાન, તાન અને નાચ શરૂ કર્યા

—ગાયન—

હા રે મધુવનમા મધુ–બમરી વાગી
બસરી વાગી હુ અલી જાગી મધુવનમા
ગાયો છોડી ગોપી દોડી ! ઘરના કામો ત્યાગી,
મૂક્યુ દોવુ ! રાખ્યુ વલોવુ ! એવી મોહન માયા લાગી–મધુવનમાં.

મધુરીની સંગીતધારા પ્રેક્ષકોના અંતરો ડોલાવી રહી હતી, એવામાં અચાનક પ્રતિહાર આવી લાગ્યો

"મહારાજાને ઘણી ખમ્મા !"

સંગીત અટક્યું ગાતી અને નાચતી મધુરી થોભી

ભાનુચંદ્ર—શું છે પ્રતિહાર ?

પ્રતિહાર—બ્હાર કોઇ વારાંગના આવેલી છે તે પોતાને સુવર્ણ-પુરની મશ્હુર નૃતિકા તરીકે ઓળખાવે છે

ભાનુચંદ્ર—તે શું ઇચ્છે છે ?

પ્રતિહાર—પોતાને દેશ પાછા ફરતાં પ્હેલાં હજૂર સમક્ષ એક મુજરો કરી દરબારમાં પોતાની સંગીતવિદ્યા અને નૃત્યકલા દેખાડવા માગે છે.

ભાનુચંદ્ર—ઓહો ! એ તો વળી અત્યુત્તમ ! ભલે આવે ! દરવાન ! જા, એને આવવા દે

મહારાજાની ઇચ્છાને માન આપી, મધુરી એક બાજુ બેસી ગઇ ત્યારે દરબારના તમામ માણસોની નજર દ્વાર ગમી ગઇ બીજીજ પળે એક ગુજરાતી વારાંગના પોતાના બે સાજીંદા સાથે દરબારમાં આવી રહી તે નમીને બોલી

"મહારાજ ! આ એક પરદેશી કલાવતી આપના દરબારમાં આજે પોતાની કળા બતાવવા ઇચ્છે છે "

" ખુશીથી ત્હારૂં નામ ? "

"વિશ્વમોહીની "

"ઠીક ! મોહીની ! યાદ રાખજે કે મણીપુરનરેશ સંગીતની કદર કરી જાણે છે હવે ચાલવા દે, ત્હારૂં સંગીત જોઉં "

"મહારાજ! પ્હેલા સંગીતકળા બતાવું છું પછી નૃત્યકળા બતાવીશ."

વિશ્વમોહીનીએ પોતાના સાજીંદાના હાથમાથી વીણા લીધી દરબારની વચ્ચોવચ્ચ તે બેઠી પોતાનો મધુરો કંઠ મેળવવા લાગી. મૃદંગીઓનું અત્યારે કામ ન્હોતું, છતા તેઓ નૃત્યકળાના સંગીત માટે પોતાના તબલા તૈયાર કરી રહ્યા હતા તેણે આલાપ મારવો શરૂ કર્યો. સભામા શાન્તિ પ્રસરાઇ ગઇ

**— સંગીત —ચાલુ જમાનો —**

( ગઝલ-કવાલી )

નકામું નામ દરવાજે ! ગહી ખાવી કમાનો છે,
ગયો એ વખ્ત પ્હેલાનો **હવે જુદો જમાનો** છે
પિડાતા પૂણ્યવન્તા તો ! જુઓ પાપી પૂજાયે છે,
પ્રજા-રક્ષક બની ભક્ષક પ્રજાને લૂટી ખાયે છે
કમાઇ પેટને માટે પશુઓ કાપવાનો છે ગયો

ઉછેરે દૂધ પાઇ જે ! મણીધર તેજ કરડે છે,
તમારા થઇને વિશ્વાસુ તમારી ડોક મરડે છે.
સગા માબાપને બેટો ! હવે નહિ છોડવાનો છે ગયો

લઢે શ્રીમાન ને નિર્ધન ! ધની ત્યા ફાવવાનો છે,
નક્કી અન્યાય નિર્દોષિત ગરીબોને થવાનો છે
અમીરના લાભમા અંતે ! ચુકાદો આવવાનો છે ગયો

કવિ ને ભાટના કાવ્યો વડે દરબાર જે ગાજે,
સુરા ! ને સુંદરીના નાચ-મુજરા થાય ત્યા આજે
પ્રજાનો ! રાજનો પૈસો ! અનીતીમા જવાનો છે. ,ગયો.

• સગાના સ્નેહ પલ્ટાયા અમીના સ્વાદ બદલાયા,
વહેન્તા પ્રેમના પાણી પરસ્પરમાથી સુકાયા
નથી જુનો ! હવે જુદો ! નવો ચાનુ જમાનો છે ગયો

નર્તકીએ વીણા નીચે મૂકી તે ઉભી થઈ ગઇ ભાનુચન્દ્રને તેનુ ગાયન મુદ્દલ ગમ્યુ ન્હોતુ પરન્તુ તેના કોકિલ કંઠની મીઠાશે તેના હૃદય ઉપર વિજય મેળવ્યો હતો સારંગી અને મૃદંગ સાથે મોહીનીના પગના ઠેકા પડવા લાગ્યા તેણે સંગીત સાથે નાચ શરૂ કર્યો પોતાની અદ્‌ભુત નૃત્યકળા તેણે અજમાવવા માડી

(ખૂને જીગરકા પીતી હય રાહ)

હુ ચતુરને ચેતાવુ છુ ચેતી લે ઓ ઇન્સાન !
અવલોકો ! આવી પહોચ્યુ, આજે ઠેઠ કિનારે વ્હાણ હુ
સુલ્તાન આવી લાગ્યો સભાજી નોય ન જાગ્યો,
પાછળ પસ્તાઇ ભાગ્યો નહિ તો બનને બન્દીવાન
દુશ્મનનો ડંકો વાગ્યો તો પણ ઉંઘે શુ અજ્ઞાન ?
શત્રુની સેના આવી થા તૈયાર જીંદ ! નાદાન હુ
જીવે શુરવીર ! જે જાગે ! ઉંઘે તે ! મૃત્યુ માગે,
પૂઠેથી રડવા લાગે રે ! ગાફિલ ગુમાવે જાન
રે ! મ્હોત ભમે છે માથે ! સમજી રેવુ સાવધાન,
કોને ખબર છે કે આ ક્યારે ? થાશે ફના તમામ હુ

વિશ્વમોહીની ! કોઇ દૈવી અપ્સરાની માફક પોતાનુ ધારેલુ કામ પાર પાડવા નાચી રહી હતી મૃદંગી તથા બીનના બજવૈયાએ પણ કશી કસર ન રાખી નર્તકી દરબારમા ફર ફર ફર ગોળ ફૂદડી ફરવા મંડી.

ફરતા ફરતા તેનો માથાનો છેડો એકાએક સરી ગયો. સરયુએ તેમા ખોસેલુ ગુલાબનુ ફૂલ કોઈએ નહિ પરન્તુ શકાશીલ નજરે જોતા ડિટેકટીવે જોઇ લીધુ સઘળાનુ ધ્યાન મોહીનીના સગીત અને નાચમા પરોવાયલુ હતુ અજાણ મોહીનીએ પણ એ માથાનો છેડો ઓઢીને બરાબર કરવા તરફ ધ્યાન ન આપ્યુ ડિટેકટીવ ભાનુ એકદમ ઉછળી પડયો

"ખબર ! મહારાજા ! આ નાચનારીને પકડો ! એ વારાગના નથી પરન્તુ કોઇ વેશધારી છે"

મામલો બગડી ગયો સગીતનો ઝામેલો રસ ચૂથાઈ ગયો,

મોહીની પણ માથા ઉપર છેડો ઓઢી ઉભી રહી ગઈ પરન્તુ પેલા તબલચી ને સારગી વગાડનારનુ ધ્યાન ડિટેકટીવ તરફજ હતુ

"શુ ?" મહારાજા પણ ભાનુના શબ્દે ચોકીને સિહાસનેથી ઉતરી પડયા

"ખરુ કહુ છુ આ નતકીના અબોડામા પેલુ અલૌકિક ગુલાબનુ ફૂલ છે

પોતાના અબોડા ઉપર હાથ મૂકતાજ વિશ્વમોહીનીને સરયુએ કરેલુ અટકચાળુ યાદ આવ્યુ છતા તે ન ડરી તે તો કોઇ પણ ઉપાયે દરબારને પોતાની વીરતા દેખાડી માનપત્ર અટકાવવાજ આવી હતી તેનો વિચાર ભાનુચદ્રને સગીતથી ખુશ કરી, માનપત્ર અટકાવી, દરબારમા ખુલ્લા થવાનો હતો ડિટેકટીવના ભોપાળા ઉઘાડા પાડી તેને પૂરતી શિક્ષા કરવાનો હતો પરન્તુ તેને બદલે થયુ કઇ વિચિત્રજ!

ડિટેકટીવ ભાનુ જેવો વારાગનાને પકડવા ધસ્યો, તેવુજ વારાગના વિશ્વમોહીનીએ એક છૂપાવેલુ કાતીલ ખજર ખેચી કાઢ્યુ. ભર્યા

દરમ્યાનમાં માથાનો છેડો ખોલી નાખી, તેણે પોતાનો બનાવટી ચોટલો દૂર કર્યો.

"એટલેજ રહે! બદમાશ!"

"કોણ વીરો?"

"હા!"

ડિટેકટીવ ભાનુ ખંજરથી ડગી ત્યાંજ અટકી ગયો પોતાની પિસ્તોલ ખેંચી કાઢવા તેણે ગજવામાં હાથ નાખ્યો તેવોજ સારંગી વગાડનાર ગરજ્યો, "ખબરદાર!"

તેના હાથમાં ભરેલી પિસ્તોલ હતી બનાવટી દાઢી મૂછ અને ફેંટાને તેણે રૂખસદ આપી હતી "તું કોણ? શું શું હજુ જીવે છે?"

"હા! બહારવટીઓ ગુલાબસિંહ! હજુ આ દુનિયાપર હૈયાતી ભોગવે છે"

"ત્યારે ખૂન થયાની વાત ખોટી?" મહારાજાના મુખમાંથી એકાએક ઉદ્દગાર સરી પડયા

આટલો વખત તબલચી મનુ શું કરતો હતો? તેણે ક્યારનોયે પોતાનો વેશ પલટી એક મહદ્ કામ કરી નાખ્યું હતું અને તે વેશ્યા મધુરીને પકડી રાખવાનું

ડિટેકટીવ ભાનુની નજર મધુરીને પકડી ઉભા રહેલા મનુ ઉપર હવે પડી તે બોલ્યો, "કોણ કેશરીસિંહ? તું આખરે દુશ્મનનો મદદગાર?"

પરન્તુ તેની બુમોથી કશું વળે એમ ન્હોતું, ગુલાબસિંહે ભરેલી પિસ્તોલ સાથે ભાનુને ગરદનમાંથી ઝાલ્યો હતો, જ્યારે વીરો ખંજર ધરી મધુરીની એક બાજુ ઉભો હતો બીજી બાજુ મનુ ઉર્ફે કેશરીસિંહ સઘળા સરદારો સ્હામે પિસ્તોલ ધરી ઉભો હતો

"ચલાવ ! બ્હાર જાવ !" કેશરીસિંહનો રાજા તથા સરદારોનો હુકમ થયો.

તરવાર બહાદુરો તથા રાજા પોતે પણ કેશરીસિંહની પિસ્તોલને તાબે થયા. તેઓ દ્વાર બ્હાર ગયા, કે દુર્જન બદમાશ ભાનુએ ધ્યાન-મુક્ત એવા ગુલાબસિંહને ધક્કો માર્યો હાથ છોડી તે પાછળની બાજુએથી સ્ત્રીઓની બેઠકનો પડદો ચીરી કૂદી નાઠો. તેજ વખતે મનુની પિસ્તોલનો બ્હાર થયો પરન્તુ તે ભાનુને ન વાગતા છટકી ગયો. રાજ-રમણીઓ, ભાનુમતી અને રાજમાતા આ પ્હેલાજ રણ-વાસમા ન્હાસી જઈ ચૂક્યા હતા.

અશક્ત ગુલાબસિંહ અચાનક ધક્કાથી પડી ગયો. તેના તાજાજ રૂઝાયલા ઘામાથી લોહી વહેવા માડયુ. વીરો ત્યા દોડયો.

"મનુ ! તુ એને છોડી દે. જલ્દી અહી આવ."

મનુએ મધુરીને છોડી દીધી. ઘાયલ ગુલાબસિંહને બનેએ ઉભો કર્યો. વીરાએ બારીએથી સીસોટી મારી. નીચે ઘોડાવાળાના વેશમા ઉભેલી સરયુએ તે સાભળી ઘોડાને તૈયાર કરી સ્હામે આવી.

વીરા તથા મનુએ મળી ગુલાબસિંહને ઉપાડયા. દ્વાર ખોલતાજ ભાનુચંદ્ર તેમને પકડવાને પોતાના માણસો સાથે દરબારમા ધસી આવ્યા. એકજ પળ ! અને આ ત્રિપૂટી ગિરફતાર થને ! પરન્તુ એટ-લામાજ પાછળથી એક અવાજ આવ્યો "હથીયાર છોડો !"

આવનાર અશ્વપાલના વેશમા સરયુ હતી. તે અણીને સમય આવી લાગી હતી. તેની ન્હાનકડી પિસ્તોલે તમામની તરવાર છોડાવી દરબારગઢમાજ રાજા તથા તેમના સેવકોને પૂરી, વીરો અને મનુ બ્હાર આવ્યા. ઘાયલ ગુલાબસિંહને ઘોડા ઉપર બેસાડયા. તેના ઉપર સરયુને ચઢાવતા વીરો બોલ્યો,

છપાય છે —: સચિત્ર :— છપાય છે

# શયતાની લીલા યાને

## ભેદી પુતળું

પૃષ્ઠ આશરે ૧૫૮.

ડા. છોટાલાલ જીવણલાલ મુક્તેશ્વર



છપાવનાર માલેક શ્રી નવજીવન પુસ્તકાલય રાવ રોડ—સુરત

છુપી પોલીસની અદ્ભુત વાર્તા

કિંમત નવ આનાની ટીકીટ બીડો

"લાવ ! ત્હારી પિસ્તોલ ! સરયુ ! તું હવે પિતાજીને લઇ ગુફામાં જા ! છટકેલા શિકારને હાથ કરી અમે આવીએ છીએ"

સરયુએ પવનવેગે ઘોડો મારી મૂકયો વેશધારી વારાંગના અને મનુ ડિટેકટીવ ભાનુને પકડવા અમીરને મકાને ઉપડયા



# પુષ્પ:—૧૫મું

## " કરણીનું ફળ. "



વિશ્વમોહીની અર્થાત્ વીરાનું અનુમાન સત્ય હતું ન્હાસેલો ડિટેકટીવ ભાનુ ભર્યા દરબારમાં જુઠ્ઠો પડવાથી પોતાના મકાનમાંજ આવ્યો હતો થોડા વારે ત્યાં મધુરી પણ આવી તેને મળી

"ત્યારે હવે શો વિચાર ?" મધુરી બોલી,

'મધુરી! વીરા એજ વનમાળા ! એજ વિશ્વમોહીની અને એજ આપણો કટ્ટો દુશ્મન બા " છેલ્લો શબ્દ તે બહુજ ધીરેથી બોલ્યો

"અને પેલો કેશરીસિંહ કોણ ? એને ન ઓળખ્યો ?"

"એ પણ ઓળખાયો છે મધુરી આપણે ભારે આફતમાં છીએ એ કેશરીસિંહ તેજ ન્હને તો મનુ લાગે છે"

"હેં ?" મધુરી ચમકી ઉભી થઇ ગઇ

"ધીરે બોલ ! આપણે ઠગાયા છીએ, આપણા દુશ્મનો હજુ જીવે છે એટલુંજ નહિ પણ આપણને પકડી તેઓ આ ખુન લોહી પીવા માગે છે '

"એમ ?"

"હા !"

આ બદમાશ ભાઈ–બ્હેન હજુ નવા કાવત્રા રચે, તે અગાઉ તો દાદરના પગથીઆ ઉપર કોઇનો અવાજ સભળાયો મધુરીને ત્યાંજ બેસવાનુ કહી ડિટેકટીવ ભાનુ રહામેના ઓરડામા સતાઇ ગયો આવનાર એક રમણી હતી

વાચક ! એ આપણી પૂર્વ પરિચિતા "વનબાળા !"

ડિટેકટીવ ભાનુને બદને એકલી મધુરીને જોતાજ વનબાળા હસી પડી મધુરી તેને જોતાજ ઉભી થઇ ગઇ તે ભયની મારી ન્હાસી જવા દ્વાર પાસે સરવા લાગી એટલે વનમાળા બોલી

'બેસો ' કયા જાવ છો ?"

"તે પૂછનાર તુ કોણ ?"

"તમારા ભાઇને પૂછી જો જો ! હુ એમની મદદગાર છુ "

"એક વારાંગના ?"

વારાગના વિશ્વમોહીની ! વનમાળા કે વીરા જે કહો તે હુજ છુ પરન્તુ હવે તુ, બતાવી દે ! કે કોણ છે ? "

સામાજ ઓરડામા ડીટેકટીવ આ બધુ સાભળી રહ્યો હતો તેના હાથમા ભરેલો તમચો તૈયાર હતો મધુરીને મુગી જોઇ વનબાળા પાછી બોલી

"કેમ નથી બોલતુ ? હજુ ઓળખાણ નથી પડતી ? '

"પડી ચૂકી છે વીગ! એને શું પૂછે છે? મ્હને પૂછ તારી તમામ વાતનો જવાબ દેવા હું તૈયાર છું"

સામે સતાયવો ડીટેકટીવ ભાનુ પિસ્તોલ લઇ બ્હાર ધસી આવ્યો વનમાળા તરફ તાકી તે બોલ્યો "વીરા! આજે હવે તું મ્હારા હાથમાં આવ્યો છે મ્હારી પિસ્તોલનો એકજ બ્હાર ત્હારી જીંદગી ખતમ કરવા બસ છે"

"કદી નહી! ઓ વેશધારી ડીટેકટીવ ભાનુના નામને લજાવનાર બદમાશ! જો બરાબર જો! ધ્યાનપૂર્વક જો જેને તું મરેલો માને છે તે સાચો ગજપુરનો ડીટેકટીવ ભાનુતો ત્હારી મ્હામું ઉભેલો છે,

"તું ડીટેકટીવ ભાનુ?"

"હા! અને તું ખોટો! નામધારી! વેશધારી બદમાશ! વધારામાં ત્હારી આ વેશ્યા બનેલી બ્હેન મધુરીનો પતિ પણ હજુ હૈયાત છે"

"ક્યાં છે?"

"અહીંયાજ! આટલામાંજ"

મધુરી બ્હીકથી તે ન્હાસવા માટે સામેના બારણા તરફ ગઇ. તેણે બારણું ઉતાવળમાં ખોલ્યું ત્યાં મનુ પિસ્તોલ લઇ, તેની ખબર લેવા ઉભેલોજ હતો. મધુરી તેને જોતાજ પાછી હઠી

પોતાના શત્રુ ઉપર ગોળી છોડવા તૈયાર થએલો વેશધારી ડિટે-કટીવનો હાથ મનુના એકજ અવાજે થથરી ગયો

"ખબડદાર!"

બીજીજ પળે મનુની પિસ્તોલમાંથી ગોળી છૂટી બદમાશ વેશ-ધારીની પિસ્તોલ તેનાથી ઉડી દૂર જઇ પડી ન્હાસતી મધુરીને વન-

બાળા યા વારાંગના વેશી વીરાએ પકડી વેશધારી તો • આ બધું જોઇજ રહ્યો

" કેમ ? નામધારી મધુરી ! ઉર્ફે મેના ! આ ત્હારા પતિદેવને ભૂલી ગઇ કે ? " મનુ બોલ્યો

" કોણ ત મે " મધુરી બોલી

' હા ! હું રાજપુરનો યુવરાજ મનુકુમાર ! અને તું મ્હારી મહારાણી મેના આજે તું વેશ્યા મધુરીના વેશમાં છે જ્યારે હું કેશરીસિંહની ભૂમીકા ભજવી રહ્યો છું બરાબર ને ? "

" અને મી મોહનલાલ ! તમે કેમ કંઇ બોલતા નથી ? તમારા આ બાળસ્નેહી ભાનુને તદ્દન ભૂલી ગયા કે ? " વનમાળાના વેશમાં વીરો ઉર્ફે ખરો ડિટેકટીવ ભાનુ બોલ્યો

વાચક ! વેશધારી ડિટેકટીવ ભાનુપ્રસાદ તે રાજપુરનો એક બદમાશ નામે મોહનલાલ હતો જ્યારે આ મધુરી તેની બ્હેન હોવા છતાં એક વખતની રાજપુરની મહારાણી મેના અને યુવરાજ મનુકુમારની પરણિયાત પત્ની હતી જ્યારે ખરો ડિટેકટીવ ભાનુ તેજ વીરો ! તેજ વનમાળા ! અને તેજ વારાંગના વિશ્વમોહીની !

" અરે ! આ કોણ ? "

એક બારી તરફ અમસ્તુ જોઇ ડિટેકટીવ ભાનુએ ટેબલ ઉપર પડેલી એક ખાલી સોડાની સીસી ઉંચકી લીધી મનુનું ધ્યાન તે તરફ ખેંચાયું બદમાશ મોહન ઉર્ફે વેશધારીની આ પણ એક ધ્યાનચૂક કરવાની ચાલાકી હતી તેણે જીવ ઉપર આવી, સોડાની સીસી મનુની ઉપર ફેંકી એકદમ બારણું ઉઘાડી તે દોડયો.

"શું થયું ?" તે પણ જોવા તે ન થોભ્યો મનુ આ વખતે ભાગ્યેજ બચતે ! પરન્તુ વીરાની અપૂર્વ ચાલાકી અને સમયસૂચકતાએ તેને આ જીવલેણ ફટકાથી બચાવી લીધો જે વખતે વેશધારીએ મનુનો પ્રાણ લેવા સોડાની સીસી છૂટી મારી, તેજ વખતે વીરાએ પોતાના હાથોમા પકડેલી મધુરીને તેની અટકાયતમાં ધક્કો મારી હડસેલી દીધી સીસી મનુને ન વાગતા તે પ્હેલા અનાયાસે વચમા આવી પડનાર દુર્ભાગી મધુરીના કપાળમા વાગી. બાટલીના ચૂરેચૂરા થઈ ગયા મોઢા ઉપર અને આખા શરીરમા એ જીવલેણ કાચો ભોકાઇ ગયા માથુ ફાટી જતાજ ગતપ્રાણ વેશ્યા મધુરી પોતાની પાપી કરણીનુ ફળ ભોગવવા દેવના દરબારમા રવાના થઈ

મનુને ત્યાજ મૂકી વનમાળા ડિટેકટીવ ભાનુની પૂઠે પડી જ્યારે મનુ પોતાના ઘાથી સ્વધામ સીધાવી ગયો હશે, એ આશામા ને આશામા વેશધારી ડિટેકટીવ રાજકુવરીને ચેતાવવા તેના મ્હેલ પ્રતિ દોડયો તેના મનની છેવટની મુરાદ ફૂલની લાલચ આપી રાજકુ-વરીને ભોળવી લઇ જવાની હતી અને ના પાડે તો આખર બળા-ત્કારથી પણ તેને હરી જઇ સદાને માટે મણીપુરનો ત્યાગ કરવાની હતી.

વેશધારી તથા વનમાળાના પ્રસ્થાન પછી મનુ પણ મહાદેવીને કુપડે જવા ચાલતો થયો મધુરી ! ઉર્ફે એક વખતની મહારાણી એના ખાનદાનનુ ફરજદ ! છેવટનો અગ્નિસસ્કાર પણ ન પામી



## પુષ્પ:—૧૬ મું.

### "ગુલાબનું ફુલ."



જ્યદરબારમા બનેલા બનાવથી અફસોસ કરતી ભાનુમતી પોતાના એકાન્ત આવાસમા શોકગ્રસ્ત ,અને ચિન્તાતુર ચ્હેરે બેઠી હતી તેની પ્રિય.સખી પુષ્પા તેના દીલની ગમગીની દૂર કરવા વિધવિધ ઉપાયો યોજી રહી હતી

આજ વખતે વેશધારી ડિટેકટીવ ભાનુમતીને મ્હેલે જવા દોડી રહ્યો હતો તે પાછુ ફરી ફરી જોતો જતો હતો એકાએક તેની નજર થોડે દૂર પોતાની પાછળ આવતી વનબાળા—ઉરફે વીરા ઉપર પડી. તે ચેત્યો ઝપાટાબધ એક ગલીમા વળી ઉંચા મકાનના ઓટલા ઉપર તે ચઢી છુપાઇ ગયો વનબાળા ત્યાથીજ રહીને પસાર થઇ ગઇ

વીરાનો વિચાર હવે રાજકુવરીને મળી ખરો ભેદ ખુલ્લો પાડવાનો હતો પોતેજ સાચો ડિટેકટીવ ભાનુ છે, એમ બતાવી આપી આ મુશ્કેલીનો છેડો લાવવા તે માગતો હતો વેશધારી ડિટેકટીવનો ટાટીયો રાજ્યદરબારમાથી કાઢી ભાનુમતીને તે મેળવવા માગતો હતો ? પરન્તુ કોને માટે ? પોતાને માટે નહિ ! ત્યારે ?

* * * * *

"બ્હેન ! બ્હાર એક રમણી આવેલી છે " દાસીએ પુષ્પા તથા રાજકુવરી સમક્ષ આવી કહ્યુ

"કોણ છે ? તેનુ નામ ?"

"વનબાળા !"

"વનમાળા ?" ભાનુમતી ચોંકી "પુષ્પા ! તું ચાલી જા દાસી ! જા એને મોકલ "

પુષ્પા અને દાસી ગયા ભાનુમતી એકલી પડી એવામાં ત્યાં વનમાળા આવી પ્હોંચી તેને જોતાજ ભાનુમતી બોલી ઉઠી

' કોણ ? વારાંગના વિશ્વમોહીનીનો વેશધારી વીરો ?"

"કુમારી ! ન બીહો ! પ્હેલાં મ્હારો ખરો ઇતિહાસ સાભળો તે પછી જે કંઈ કહેવું હોય તે બેધડક કહેજો"

રાજકુમારી ભાનુમતી પાસે વનબાળાએ પોતે કોણ છે, તે તમામ ઇતિહાસ ટુંકમાં રજુ કરી દીધો સાથે સાથે પોતેજ ખરો ડિટેકટીવ હોઇ, ભાનુ વેશધારી છે, એ પણ જણાવી દીધું આશ્ચર્ય પામતી રાજકુંવરી બોલી "હવે તમે શું કરવા માગો છો ?"

"એક કામ ! મ્હારી પાસે અત્યારે ફૂલ છે હું તમને એ આપવા ચાહું છું એટલુંજ નહિ પણ એ ક્યાં ! અને કેવી રીતે થાય છે તે પણ ખુશીથી બતાવવા માગું છું . પરન્તુ

"શું ?"

"આપની એ બદલ જે શરત છે, તે પૂરી કરવી પડશે"

"તમે મ્હને પરણવા માગો છો એજ ને ?' ભાનુમતી કંઇંક શરમાતી બોલી

નહિ ! મ્હારા ભાઇ સાથે પરણો ! એજ મ્હારી માગણી"

"તે તમારો ભાઇ વળી કોણ છે ?"

"રાજપુરનો ગૂમ થયેલો મનુકુમાર !" અને ભાનુમતી કંઈ આગળ પ્રશ્ન કરે, અથવા તો વીરો રાજકુંવરી પાસે પોતાનું

ધાર્યું વચન લઈ પેનું ફૂલ આપે, તે પ્હેલા તો ત્યાં વેશધારી ડિટેક્ટીવ ભાનુ આવી લાગ્યો પરન્તુ તેને કયાં ખબર હતી, કે વનમાળાં વેશી વીરાએ રાજકુવરીની પાસે પોતાનો તમામ ભેદ ખોલી નાખ્યો હતો

વેશધારી ભાનુને ત્યાં અચાનક ઉપસ્થિત થયેલો જોતાજ વનમાળા અને ભાનુમતી બને ચમકયા

"વનમાળા !" તે પિસ્તોલ કાઢી બોલ્યો

'કોણ ? ડિટેક્ટીવ સાહેબ ? ભલે પધારો !" મીઠી મજાક કરતા વનમાળા ઉભી થઇ ગઇ

"વીરા ! હવે હુ છેવટનો નિર્ણય કરવા આવ્યો છુ '

'તો કરી નાખો"

"તે પ્હેના ત્હારા માથામા પેનુ જુનાનનુ ફુલ છે, તે આપી દે "

"ભીખ માગતા શરમાતો નથી હિંમત હોય તો ફૂલ લઇ જો"

'જો સીધી રીતે નહિ આપે તો મ્હારી પિસ્તોલ તને ઠાર કરશે ! ને પછી "

"શા માટે ? ત્હારે ફૂલજ જોઇએ છે તો ભલે લે " ચાલાક વીરો સમય વિચારી લુચ્ચાઇ રમી ગયો તેણે અંબોડામાથી પેનુ ગુલાબનુ ફૂલ છોડી વેશધારીની સ્હામે ધર્યું "લે "

હરખાતે હૈયે વેશધારી પાસે આવ્યો, ફૂલ લેવા તેણે પોતાનો જમણો હાથ આગળ લંબાવ્યો તેજ વખતે વનમાળાએ પગની આટી મારી તેને જમીનદોસ્ત કર્યો, પિસ્તોલવાળા હાથ ઉપર એવી તો ઝડપ મારી કે પિસ્તોલ દુર જઈ પડી પેનુ ફૂલ પણ વીરાના હાથમાથી હેઠે પડી ગયુ રાજકુમારીએ તે આવી ઉચકી લીધુ

"હવે છેલ્લો નિકાલ લાવી નાખીએ" વનબાળાવેશી વીરો ગરજ્યો ભાનુ પણ જીવ ઉપર આવી વીરાને હંફાવી રહ્યો હતો એકમેકને ઉંચકી ઉંચકી જમીન ઉપર પછાડવા લાગ્યા ઓરડામાનુ ફરનીચર હાથમા આવે એમ છુટ્ટુ ફેંકાવા લાગ્યુ જ્યારે ભાનુમતી એક ખુણામા લપાઈ આ દૃદ્ધ યુદ્ધ જોઈ રહી હતી!

. કર્મસંજોગે વનમાળાનો સ્ત્રી-વેશ તેને ભારે થઈ પડયો પગમા લુગડાના છેડાની આટી આવતાજ વીરો ઉથલી પડયો આજ વખતે ઝનુની વાઘની માફક વેશધારી તેની છાતી ઉપર ચઢી બેઠો પાસેજ એક જરમનસીલવરની પીકદાની પડેલી હતી અન્ય કોઇ પણ વસ્તુ ન જોતા અંતે વેશધારીએ તે ઉંચકી ઉછાળી મારતી વનબાળાના માથામા મારી માથુ ફુટી ગયુ લોહીલોહાણુ વીરો બેહોશ થઇ પડયો

ભાનુના હાથમાથી છુટતાજ વેશધારી ભાનુએ ભાનુમતી તરફ જોયુ પીકદાનીના ઘાની સાથેજ ભાનુએ ભયંકર ચીસ પાડી હતી. ફાટમાથી નિહાળતી પુષ્પા મહારાજાને મદદે બોલાવી લાવવા દોડી ચુકી હતી રાજકુમારીના હાથમા ફૂલ જોતા વેશધારી બોલ્યો

"કુમારી! અંતે આપણો વિજય થયો છે બદમાશ માર્યો ગયો છે જ્યારે ફૂલ હાથમા આવ્યુ છે"

"પરન્તુ તેના હકદાર તમે નથી"

"ત્યારે?"

"હકદાર તો આ નીચે લોહીમા રંગાયેલો પડયો છે"

"ઓટો! શું ભાનુમતી પોતાનુ વચન પાળવા હવે નથી માગતી?"

" વચન ! કેવું વચન ? "

" કેવું ! તે વરવાનું "

" વરવાનું ! કોની સાથે ? "

" મ્હારી સાથે ! "

" એક ખૂની ! બદમાશ ! ને તર્કટી ડિટેક્ટીવની સાથે ! બાયલાની સગાથે ? "

" હું ખૂની ? તર્કટી ડિટેક્ટીવ ? "

" બસ કરો ! મુગા મુગા અહીંથી રસ્તો માપો નહિતો અત્યારેજ બુમ પાડી કેદ કરાવવા પડશે " રાજકુંવરીએ બ્હીતા બ્હીતા ધમકી આપી

" કેદ ? અને તે મ્હને ? કયે ગુન્હે ? "

" ગુન્હાનો પુરાવો આ મોજુદ પડેલો છે વેશધારી ભાનુ ! તમારી નજર સમક્ષ રાજપુરનો પ્રખ્યાત ડિટેક્ટીવ લોહીમા તરબોળ થઇ સુતેલો છે "

" એ બધું મ્હે ત્હારેજ માટે કર્યું છે "

" ચૂપ રહે ! "

"તો શું તું હવે ફરી જઇ આ હરામખોરના મુડદા સાથે લગ્ન કરવા ચ્હાય છે ?"

" તે મ્હારે જોવાનું છે તું થોડો મ્હારા મનનો માલીક છે ? "

" તો શું આ બધી મહેનતનો બદલો કંઇજ નહિ ? "

" મહેનતનો બદલો બહુજ મ્હોટો મળે છે "

" કયા છે ? "

"જીવતો જવા દઉ છુ ! એજ! બોલ ! એથી વિશેષ તુ શુ ચાહે છે?"

"એમ?"

"તો કેમ? મહેનત તે શુ કરી? કે કહી બતાવે છે મહેનત કરનાર, ને ફૂલ મેળવી લાવનાર તો આ પડયો"

વનબાળાએ પોતાનો તમામ ભેદ ભાનુમતી પાસે ફોડી દીધેલો છે, એમ ચેતી જતાજ વેશધારી બોલ્યો

'ભલે! ભલે! હુજ ચાલતો થાઉ છુ પરન્તુ એ ફૂલ મ્હને આપી દે"

"ફૂલ' કેવુ ફૂલ? કોનુ ફૂલ' ક્યા છે?" એની આશાજ ન રાખવી"

"જોવુ છે?"

"તુ શુ બતાવવાનો હતો"

ઝનૂને ભરાયલો બદમાશ ભાનુમતીના હાથમાથી ફૂલ મેળવવા છલાગ મારી કૂદયો, ઓરડાની વચ્ચોવચ ભીત સાથે એક મોટુ ગોળ ટેબલ હતુ બદમાશને હફાવવા બુમો ઉપર બૂમો પાડતી ભાનુમતી તેના ઉપર ચઢી ગઈ

બદમાશને હવે કયો રસ્તો લેવો એ ન સૂઝયુ તેણે ભાનુમતીને ડરાવી તેના ઉપરથી નીચે ઉતારવા માટે એ ભારી ટેબલ જરા ઉંચુ કર્યું પરન્તુ પરિણામ ધાર્યા કરતા ભયકર આવ્યુ

ગોળ ટેબલનો એક છેડો અચાનક નમી જતાજ ભાનુમતી તે બાજુ સરી પડી, ભીતની સાથે મ્હોટો આયનો ટાગેલો હતો તેની સાથે તે અફળાઇ તકતાનો કાચ ફૂટી ગયો ભાનુમતીનુ માથુ ચીરાઇ ગયુ ઘા પ્રાણઘાતક નીવડયો કે કેમ? તે તો પ્રભુ જાણે?

પરન્તુ આ અણધારી ઘટનાએ વેશધારી ભાનુને ગભરાવ્યો. તે આભોજ થઈ ગયો, એટલામાં બંધ બારણા ઉપર કોઈના ટકોરા થયા. બહાર રાજા તથા સિપાઈઓ આવી લાગ્યા છે, એમ જાણતાજ તે ન્હાસી જઈ જીવ બચાવવાની ચિન્તામાં પડયો. ઝપાટાબંધ પેલું ફૂલ ઉપાડી છજામાં થઈ ઝરૂખા વાટે તે નીચે ઉતરી ગયો,

તેજ પળે દ્વાર તૂટયાં મણીપુરનરેશ ભાનુચંદ્ર પુષ્પા તથા અન્ય રાજ્યસિપાઈઓ સાથે અંદર પ્રવેશ્યા ફરનીચરનું કચ્ચરઘાણ વળી ગયું હતું એક બાજુ વનમાળા બેભાન અને લોહીલોહાણ થઈ પડેલી હતી. જ્યારે બીજી બાજુ પોતાની પ્યારી પુત્રી રૂધીરમાં રંગાયેલી પડી હતી બંનેના માથામાં ઘા વાગેલા હતા પડેલા ચીરામાંથી ધોધબંધ રૂધીર વહી જતું હતું

રાજાજ્ઞાથી એક સેવક સત્વર રાજવૈદ્યને બોલાવી લાવ્યો રડતે હૃદયે રાજાએ બંનેને ચાપતા ઉપાયો કર્યાં પ્રભુની મ્હેરથી બંનેની આંખો થોડી વારે ખુલી લોહીનું વહેવું બંધ થયું મહારાજાએ હિંકર જોડી પ્રભુનો વારંવાર આભાર માન્યો

અને આમ એક વાર અંતે એ બદમાશ વેશધારી ભાનુ પોતાની મુરાદ ! ગુલાબનું ફૂલ મેળવવામાં ફાવ્યો, દીલની ઉમેદ પૂરી થતાજ તે અમીરના મકાનેથી જો પોતાની બ્હેન મંજુરી હોય નો તેને સાથે લઈ અન્ય સ્થળે ન્હાસી જવાના વિચારે ઉપડયો પરન્તુ તને કયાં ખબર હતી, કે પોતાની પાપીણી બ્હેન તો પોતાનીજ ભૂલનો ભોગ થઈ પોતાના * પાપી-કૃત્યનો હિસાબ આપવા પરલોકને પંથે પરવરી ચૂકી હતી



# પુષ્પ:—૧૭ મું.

## "છેવટના આંસુ."

જેવુ કરો ! તેવુ ભરો ! કિરતારનો એ કાયદો !
શિક્ષા મળે છે પાપની ! સત્વર ! ન એમા વાયદો
આ ચાર દિનની ચાદનીમા મૂર્ખ કયા ફૂલાય છે ?
ધર્મિ તરે ! પાપી ડૂબે ! અવિચળ પ્રભુનો ન્યાય છે



ગુલાબનુ ફૂલ મેળવવામા અંતે ફાવેલો વેશધારી ભાનુ ઉર્ફે ખુની મોહનલાલ અત્યારે પોતાની એકની એક બ્હેનના મધુરીના શબ પાસે બેઠેલો હતો ભાઇને હાથેજ બ્હેનનુ ખુન થયુ હતુ ઇશ્વરની આ પણ એક અજાયબ લીલા ! નહિ તો શુ ?

પોતાનાજ પાપનો ભોગ થઇ મધુરી રૂધીરથી રંગાઇ જમીન ઉપર પડેલી હતી સાસીના કાચના કટકા તેના મસ્તક તથા સૌન્દર્ય શાળી મુખડામા ઠેકઠેકાણે ઉંડા પેસી ગયા હતા ગજપુરને ઘડીભર મુગ્ધ કરતુ તેનુ અતુલ સૌન્દર્ય ! અને લાવણ્યમય શશિવદન લોહીથી ખરડાઇ—રંગાઇ કદ્રુપુ અને શોભાહીન થઇ ચૂકયુ હતુ

મોહન ! સગાવ્હાલા જેમા ગણો તેમા એક ! એનો મ્હોટો ભાઇ ! આજે તેના મૃત શબ પાસે બેસી છેવટના આસુ પાડી રૂવો હતો

"હાય ! મ્હેં મૂર્ખેજ તેને આ અવળી દિશાએ ચઢાવી હતી. મહારાણીના સર્વ શ્રેષ્ઠ પદ ઉપરથી ઉતારી એક હલકી વેશ્યા બનાવનાર પણ હું જ ! પરણેલા પતિની સ્હામે ઉશ્કેરનાર ! અને તેને છોડી દેવડાવનાર પણ હુંજ ! અને અહીં તેડી લાવી તેને મ્હોતના ભયંકર ડાચામાં હોમી-હડસેલી દેનાર પણ હુંજ અભાગી ! ભર યુવાન અવસ્થામાં ત્હારી આ શી દશા ? મેના ! મેના ! ( મધુરીનું નામ ) હું ત્હારો સંપૂર્ણ ગુન્હેગાર છું ત્હારા કરેલા પાપકૃત્યો ત્હારા નથી પરન્તુ મ્હારા છે એમાં ત્હારી મરજી નહિ પરન્તુ મ્હારી પોતાની મરજી ! અને પોતાનોજ પ્હેલો હાથ હતો નહિં તો એક આબરૂદાર યુવાન અબળા ! તું એવા છળ પ્રપંચોમાં શું સમજે ? ત્હારી એમાં શી હિંમત ચાલે ? ત્હારા પાપ અને ખૂન ઉભયને માટે જો કોઇ જવાબદાર હોય તો તે હુંજ છું, તેમ ત્હારા લોહી રેડાયા માટે છેવટ કોઇને લાગતું હોય ! બે આંસુ ત્હારા મૃત્યુ પાછળ પાડતું હોય ! તો તે પણ હું જ ! ત્હારો કમનસીબ પાપી અને ખૂની ભાઇ છું ત્હારા આત્માના સંતોષ અને શાન્તિ માટે હું જરૂર વેર લઇશ મનુ અને ભાનુ એ ઉભયનું મ્હોત ! એજ હવે મ્હારૂં અવશેષ ધ્યેય ! અંતિમ નિશ્ચય ! એક માત્ર ઉદ્દેશ !

વહાવી લોહીની નદીઓ, કંઈ નિર્દોષને છૂંદી,
અરેરે ! પ્રાણ લીધા છે, કઇના કંઠને રૂંધી,
ગરીબો ને અમીરોની, કંઇ ગરદન ઉડાવી છે,
કંઇ અબળા તણા ઉરમાં, છૂરી નિર્દય ચલાવી છે.

હા ! પાપ ! ને બસ ! પાપ ! મ્હારા પાપનું લેખું નથી,
જન્મી જગતમાં પુણ્ય છે શું ચીજ ? તે પેખ્યું નથી
છું પાપમાં પોષાયલો, ને પાપમાં મરનાર છું,
નિશ્ચય મ્હને વિશ્વાસ છે હું નર્કમાં પડનાર છું

તો પણ ! ત્હારૂં વૈર લઇશ ! આટલા પાપોમાં એક વધારે ઉમેરો કરીશ સ્વર્ગ તો મળવાનુંજ નથી, તો પછી હવે સુધરીને પણ શું કામનું ?

દીનરાત ગ્ખડી વેર માટે શત્રુને શોધીશ હું,
છાતી ચીરી સંતોપથી, રૂધીર એનું પીશ હું
આ ખૂનના બદલા વિના, ટાઢક ઉરે વળશે નહિ,
આ જન્મમાં તો કોઇ દિન, શાન્તિ હવે મળશે નહિ

બ્હેન ! ઓ બ્હેન ! હું ત્હારો ભાઇ ! ત્હારા સમ સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે એક દિવસ નક્કી હું ત્હારૂં વૈર લઇશ

એક દિન આ ભાઇ ! ભગિની કાજ લોહી રેડશે,
નિજ પ્રાણની પરવા મૂકી સાહસ ભયંકર ખેડશે
માયા જગત્ ને જીવ ! એ બંનેને આઘા મૂકશે,
થઇને મરણીયો શત્રુના મયદાન્ વચ્ચે ઝૂકશે '

પોતાની પાસે આવેલું ગુલાબનું ફૂલ તેણે બ્હાર કાઢ્યું મરેલી બ્હેનના મુડદાને અંબોડે તેણે એ ખોસ્યું સ્હેજ સંતોપ પામ્યો નીચાવળી લોહીવાળા કપાળે એક છેવટની ચુમી કરી. તેની આંખોમાંથી જીંદગીમાં આ પ્હેલીજ વાર ! અને પોતાની બ્હેનનેજ માટે ! અશ્રુના બે ટીપાં ટપકયાં રડતે હૃદયે **મોહન** પોતાની બ્હેનના શબને અગ્નદાહ પણ દેવો મૂકી દઇ, વૈરમાં ગાંડો બની શત્રુની શોધમાં નીકળી પડયો

# પુષ્પઃ—૧૮ મું.

## "નસીબના ખેલ."



આ યુષ્યના દોરી લાંબી હોવાથી ભાનુમતી તથા વનમાળા બન્ને બચી ગયા હતા આજે ઘા વાગ્યાને બીજો દિવસ હતો પુત્રીની શય્યા પાસે પિતા બેઠેલો હતો ભાનુમતીએ સુતા સુતા પોતાનો તમામ ઇતિહાસ તથા વનમાળાના સ્વરૂપમા વીરો એ કોણ છે, તે બધું અથથી માંડી ઇતિ પર્યંત સવિસ્તાર પૂર્વક કહ્યુ તે પછી તે બોલી.

"પિતાજી પેલો બદમાશ ડિટેકટીવ પકડાયો કે?"

"કોણ? વેશધારી ભાનુને માટે તુ પૂછે છે?"

"હા!"

"ના! બ્હેન! અમીરને મકાને કદાચ હોય તો, કોણ જાણે?"

"અને વીરો યાને સાચો ડિટેકટીવ ભાનુ કયા છે?"

"આ રહ્યો રાજકુમારી" કેતાજ ડિટેકટીવ ભાનુ ત્યા પ્રવેશ્યો. તેના માથા ઉપર ઘા વાગ્યાને લઇને પાટો બાંધેલો હતો

હવે આપણે વેશધારી ડિટેકટીવને મોહન અર્થાત્ વેશધારીને નામે અને વીરો અર્થાત્ ડિટેકટીવ ભાનુને નામે ઓળખીશુ

"આવો! ભાનુપ્રસાદ!" ભાનુમતીએ શય્યામા સુતા સુતાજ ડિટેકટીવ ભાનુ ઉર્ફે વીરાનો આદરસત્કાર કર્યો

ભાનુ ઉર્ફે વીરો ત્યાં બેઠો. ભાનુમતી બોલી "હવે તમારે ક્યાં સુધી આમ ગુપ્ત રે'વું છે?"

"પેલો બદમાશ મોહન ઉર્ફે વેશધારી ડિટેકટીવ પકડાય નહીં, ત્યાં સુધી."

"અને તેની બ્હેન પેલી વેશ્યા મધુરી?"

"એ તો ક્યારનીય સ્વધામ પ્હોંચી ગઇ."

"હેં? ક્યારે? કેવી રીતે?"

વીરાએ ભાઇની ભૂલનો ભોગ બનેલી એ બ્હેનનો ઇતિહાસ રાજકુમારી સમક્ષ કહી બતાવ્યો. જે સાંભળ્યા પછી તેણે પાછો પ્રશ્ન કર્યો "ત્યારે હવે શો વિચાર છે?"

"જો તમારા પિતા થોડી ઘણી મદદ કરે, તો બદમાશને પકડી પછી નિર્ભયપણે ખુલ્લા થવું."

"તમને શી મદદ જોઇએ છે?"

"થોડાક માણસોની."

પુત્રીના કહેવાથી મહારાજાએ પોતાના પાંચ રાજ્ય સેવકોને વીરાની તહેનાતમાં હાજર કરી તેની સાથે જવા ફરમાવ્યું. રાજકુમારીની રજા લઇ વીરો ચાલતો થયો.

"આવજો!" જતાં જતાં ભાનુમતી સજળ નયને બોલી.

"જરૂર!"

* * * * * *

સેવકોને લઇ જતાં વીરાને વિચાર થઈ આવ્યો કે "હજુ વેશધારી ભાનુ મણીપુરમાંજ કોઇ ગુપ્ત સ્થળે હોવો જોઇએ. એક વાર અમીરના મકાનમાં જઇ પૂરતી તપાસ કરવાનો તેણે વિચાર કર્યો. તાબડતોબ તે અમીરના મકાને જઇ પ્હોંચ્યો.

પોતાના સેવકો સાથે પૂરી તપાસ કર્યા છતા, વેશધારીનો કાંઇ પણ પત્તો વીરાને ન લાગ્યો છતા તેનો વ્હેમ ન ગયો મોહન મણીપુર છોડી નજ જાય એમ તેના કાબેલ ભેજામા મજબુત ઠસી ગયુ અને તેની આ કલ્પના ખરી હતી

પોતાની સાથે આવેલા રાજસેવકો પ્રતિ ફરી તેણે કહ્યુ

"તમે સઘળા આ સ્ત્રીનુ શબ લઇ પાછા ફરો! હવે મ્હને તમારી જરુર નથી ત્યો આ એક ચિઠ્ઠી તમને લખી આપુ છુ તે રાજકુવરીને અગર તો મહારાજાને આપજો"

આટલુ કહી વીરાએ તરતજ એક નિચે પ્રમાણે ચિઠ્ઠી લખી આપી

"રાજકુવરી!

વેશધારી મોહનનો કશો પણ પત્તો ન લાગવાથી અંતે મ્હે એકલાએજ એની પૂઠ પકડવા નિશ્ચય કર્યો છે અમીરના મકાનમાથી મધુરીનુ શબ એમનુએમ મળી આવ્યુ છે જેને યોગ્ય અગ્નિદાહ દેશો હુ સત્વર આપને આવી મળીશ

લી

"ડિટેકટીવ ભાનુ"

રાજસેવકોએ ચિઠ્ઠી લીધી મધુરીનો મૃતદેહ ઉપાડતાજ વીરાની નજર તેના અંબોડામાથી નીચે પડી જતા પોતાનાજ દૈવી ગુલાબના ફૂલ ઉપર પડી તેણે તે ઉપાડી લીધુ સેવકો ચાલતા થયા

થોડી વાર વિચાર કર્યા પછી મનમા કંઇક નિશ્ચય કરી પેલા દિવ્ય ફુલને માટે વિવિધ તર્કો બાધતો ડિટેકટીવ ભાનુ ઉર્ફે વીરો અમીરનુ મકાન છોડી યોગીનીની ઝુપડીને રસ્તે પડ્યો બરાબર આજ વખતે એક પુરૂષ વ્યકિત પણ એજ ઘરમાથી નીકળી વીરાની પાછળ પડી

એ વેશધારી ડિટેકટીવ ઉર્ફે મધુરીનો ભાઈ મોહનલાલ પોતેજ હતો પોતાની બ્હેનની તપાસ કરવા, અગર તો પોતાને શોધવા પણ, નક્કી કોઇ અમીરના મકાનમાં બ્હેનું મોડુંવ્હેલું આવશે, એમ માની લઈ તે અમીરનાજ મકાનમાં એક છૂપી જગ્યાએ સંતાઇ રહેલો હતો જ્યારે વીરાને રાજસેવકો સાથે પોતાના ધાર્યા મુજબ ત્યાં આવેલો તેણે જોયો, ત્યારે તેના મુખમાંથી બે નિશ્વાસયુક્ત શબ્દ બ્હાર પડી ગયા. 'બચી ગયો "

પોતાના વેરની વસુલાત લેવા, અને બ્હેનના ખૂનનો બદલો ચૂકાવવાના દૃઢ વિચારે તેણે વીરાનો પીછો પકડયો હતો આગળ વીરો અને પાછળ મોહનલાલ યોગીનીની ઝુંપડીના માર્ગે ચાલવા લાગ્યા

* * * *

રાજસેવકોએ મ્હેલમાં જઈ ચીઠ્ઠિ મહારાજાને આપી મધુરીનું શબ તેમણે નીચે ઉતાર્યું મહારાજાએ એ ચિઠ્ઠી પોતાની પુત્રીને બતાવી રાજકુંવરી ભાનુમતીની ઇચ્છાનુસાર મધુરી અર્થાત્ મેના મહારાણીના મૃતક શબને સન્માનપૂર્વક યોગ્ય અગ્નિદાહ દેવાયો પારકી ભૂમિમાં અને પારકાને હાથે એક આબરૂદારની કન્યા, એક મહારાજ્યની મહારાણી, ચિતામાં ફૂંકાઈ! આનું નામ તે **નસીબના ખેલ!**



## પુષ્પઃ—૧૯મું.

### " માનુ [વ્હાલ]"





ડિટેકટીવ ભાનુ અર્થાત્ વીરો જ્યારે સરિતા-તટની ઝુંપડીએ આવ્યો, ત્યારે ત્યાં યોગીની ન હતા. કેવળ મનુજ હતો વીરાને આવતો જોઇ તે સ્હામે દોડયો ' અત્યાર સુધી ક્યાં ગયો હતો ?" મનુએ પૂછ્યું

વીરાએ પોતાની તથા ભાનુમતી ઉપર આવેલી તમામ વિપત્તીની વાત કહી સંભળાવી પોતે ભાનુમતીના લગ્નનું ચોકઠું મનુ સાથે બેસાડી દીધું છે, એ વાત કરવી પણ તે ન ભૂલ્યો

" મનુ ' દેવી ક્યાં ? "

" મ્હેં એમને દરબારમાં બનેલી વાત કહી. ગુલાબસિંહના રૂઝાયલા ઘામાંથી પુનઃ રકતવહન થયાનું સાંભળતાંજ તેઓ આપણા છૂપા સ્થાને તેમને જોવા ગયા છે "

" ચાલો ઠીક થયું હું પણ હવે બધી વાતનો છેડોજ લાવવા માગું છું ત્યાં જતાંજ તમામ ભેદ ખુલ્લો કરી બધાને સુખી કરવા આવું છું "

" પણ માતા એ કેમ માનશે ? "

" કાં ? "

"બેનો વેશધારી ભાનુ ઉર્ફે મોહન ન પકડાય, ને ગુલાબસિંહ પાસે મહાદેવી પોતાની નિર્દોષતા પૂરવાર ન કરી શકે, ત્યા સુધી ખુલ્લા ન થવાની તેમની પ્રતિજ્ઞા છે"

"તે બધુ ત્યા થઇ રહેશે ત્યા ગયા પછી વિચાર ' મ્હારા ધારવા પ્રમાણે હવે મોહન કોઇ પણ જાતનો ઉપદ્રવ કરે એમ લાગતુ નથી . કેમ તુ શુ ધારે છે ?"

"ના ભાઈ ! એનુ ભલુ પૂછવુ એ વિચિત્ર માણસ છે હુ નથી ધારતો કે એ વેરની વસુલાત લીધા વિના શાન્ત બેસે"

"તો તે વખતે જોયુ જશે ! પડશે તેવા દેવાશે"

વીરો અને મનુ બને છૂપા સ્થાને જવા નીકળ્યા તમામ વાતચીત છૂપાઇને સાંભળતો વેશધારી ડિટેકટીવ ઉર્ફે મોહનલાલ પણ હજુ પૂઠે ને પૂઠેજ હતો અને આ ત્રિપૂટી એક એકની પાછળ યક્ષ-ભુવનમા સહીસલામત આવી લાગી

* * * * *

ગુલાબસિંહનો ઘા હવે દિન પર દિન પાછો રૂઝાતો જતો હતો "વીરો" હજુ કેમ ન આવ્યો ? તેની તેને ચિન્તા થયા કરતી હતી. જ્યારે યોગીની પણ અત્રે આવી અદ્રસ્ય રીતે ગુલાબસિંહને જોઇ પ્રભુને તેમના આરોગ્ય માટે પ્રાર્થના કરતી હતી

આજે પણ ગુલાબસિંહ શય્યામા પડ્યો પડ્યો વીરાનાજ વિચારો કરી રહ્યો હતો એટલામા સરયુ ત્યા આવી

"બાપૂ !"

"કેમ બેટા ?"

"કાલ રાત્રે મ્હને સ્વપ્નુ આવ્યુ હતુ કેમ જાણે તેમા મ્હારી બા આવી મ્હને બોકી કરી ગઇ"

"બા!" આ એકજ અક્ષરે બ્હારવટીઆ ગુલાબસિંહનું દીલ ભાગી નાખ્યું આંખોમાં આંસુ ભરાયાં "એ આંસુ ભરી યાદ!" અને "પેલી ધવલવસ્ત્રા યોગીનીનું આશ્વાસન!" એ બે પ્રસંગો તેને યાદ આવ્યા પિતાની આંખમાં પાણી જોતાં સરયુ પણ રડી પડી

"બાપૂ! તમે રડો છો શા માટે?"

"કંઇ નહિ બ્હેન! મ્હને એજ સાંભરી આવ્યું, કે ત્હારા લગ્નનો લ્હાવો લેવા! ત્હને સુખી જોવા! ત્હારી બા ન રહી ન થોભી"

"મ્હારૂં લગ્ન?"

"હાસ્તો! બેટા! સરયુ! કન્યા કુમારી રહી સાંભળી છે? ત્હારે માટે મ્હેં યોગ્ય પતિની પસંદગી પણ ક્યારની કરી મૂકી છે"

"બાપૂ! આપની એ પસંદગીના પાત્રનું શુભ નામ હું જાણી શકીશકે?" સરયુ સહજ શરમાતાં શરમાતાં આ શબ્દો બોલી

"ખુશીથી એ ભાગ્યવાન વીરપુરૂષનું નામ . "

ગુલાબસિંહ આગળ વદે, તે પ્હેલાં ત્યાં મનુને લઇ વીરો આવી પ્હોંચ્યો ગુલાબસિંહના મુખમાંથી હર્ષોદ્‌ગાર બ્હાર પડી ગયા કે, "લે! આ ત્હારા ભવિષ્યના સંસાર-નાવિકને મ્હેં ત્હારી જીવનનૌકાને માટે પસંદ કર્યો છે"

સરયુ પિતાના શબ્દોએ ખુશી થઇ, તેમજ શરમાઇ ગઇ વીરો પોતાના માલીકને ભેટી પડયો

વીરાના માથા ઉપર પાટો બાંધેલો જોતાંજ ગુલાબસિંહે તે બદલ પૂછયું વીરાએ બનેલી તમામ વાત ગુલાબસિંહને જણાવી દીધી ત્યારબાદ મનુ તથા સરયુ ત્યાંથી ચાલ્યા ગયા હવે વીરો તથા ગુલાબસિંહ એકલા પડયા તેઓ ઘરાઇ ઘરાઇને વાતો કરવા લાગ્યા

વાતો કરતા કરતા ગુલાબસિંહની આંખો મળી ગઈ, એટલે પોતાની માથાના ઘા ઉપર બાંધવા અમુક વન-ઔષધિ અને વૃક્ષ-પર્ણો લેવા વીરો એ ગુપ્ત સ્થાનની બ્હાર ચાલ્યો ગયો

દરમ્યાન એક ઝાડીમા બે વ્યક્તિઓ છૂપી છૂપી વાતો કરતી હતી તેમાની એક યોગીની ! અને બીજો મનુ હતો

" મનુ ! તુ આવી પહોચ્યો ? કહે શી ખબર છે ? "

" ખબરમા બદમાશ ભાનુનુ ભોપાળુ ખુલ્લુ પડી ગયુ છે વીરો અને ભાનુમતી એને હાથે ઘાયલ થયા છતા બચી ગયા છે એની બ્હેન મેના ઉર્ફે પેલી વેશ્યા મધુરી એનેજ હાથે મારી ગઇ છે " મનુએ સક્ષેપમા સર્વ વાત કહી સભળાવી

" ઠીક ! હવે તુ કયાય જઇશ મા બદમાશ ભાનુ ઘણે ભાગે અહી આવી લાગશે માટે હાલમા તુ પણ અહીજ ગુપ્ત રીતે ફર્યા કરજે "

" જેવી આજ્ઞા "

મનુ આ પછી વીરાને મળવા ગુલાબસિંહના શયનખડમા આવ્યો પરન્તુ ત્યા વીરો તેના જોવામા ન આવ્યો ગુલાબસિંહ નિદ્રા લઇ રહ્યા હતા શ્રમિત મનુ પણ પાસેના પલગ ઉપર આડો પડયો

આવા મધ્યાહ્‌ન કાળના સખ્ત તાપમા મોહનલાલ શુ કરતો હતો ? યક્ષ-ભુવનમા આવ્યા પછી તે વીરો, મનુ, તથા ગુલાબસિંહને એકલા પાડે એ લાગ શોધતો હતો પરન્તુ હજુ તેમ બનવા પામ્યુ ન હતુ એટલામા તેની નજર યોગીની ઉપર પડી તેને કઇક પૂર્વ-સ્મૃતિ થઇ આવી છૂપાઇને એ યોગીની કોણ છે ? એ ભેદ જાણવા તેણે તેની પૂઠે પૂઠે ફરવા માડયુ

સરયુ ! સરોવરની સુન્દરી બપોરે રોજ બે ઘડી નિદ્રાનુ સુખ અનુભવતી હતી નિત્યનિયમ પ્રમાણે આજ પણ તે પોતાના એકાન્ત ઓરડામા ઉંઘી ગઇ હતી ત્યા એક રમણીએ પ્રવેશ કર્યો તેના અંગ ઉપર એક શ્વેત વસ્ત્ર હતુ માથાના વાળ છૂટા થઇ તેના પૃષ્ટ ભાગે ફરફરી રહ્યા હતા યોગીની-વેશ હોવા છતા તેના હાથમા સૌભાગ્ય-કંકણ તથા કપાળમા કુમ્‌કુમ્ ચંદ્રક હતો તેના ભાલ ઉપર પવિત્રતાનુ અનેરૂ તેજ ઝળકી રહ્યુ હતુ એજ આપણી પૂર્વપરિચિના વિચિત્ર યોગીની !

થોડી વાર સુધી તો તે યોગીની નિદ્રાધીન સરયુના વદન-કમળ પ્રતિ જોઇજ રહી જેમ જેમ તે તેને જોતી ગઇ, તેમ તેમ તેની આંખોમાથી આંસુ ઉભરાવા લાગ્યા હૈયુ કબજે ન રહ્યુ સુનેત્રી સરયુના ગાલે ચુમી કરવા તે નીચી વળી સુકોમળ ગુલાબી ગાલ ઉપર એક મીઠી ચુમી ભરાઇ ચુકી સરયુ અચાનક જાગી ઉઠી " કોણુ ? "

અણધારી રીતે યોગીની સરયુની નજરમા આવી ગઇ તે એક-દમ બોલી ઉઠી "કોણુ ? મ્હારી બા ' " બન્ને એકમેકના મોઢા સામુ જોઇ રહ્યા

" ચૂપ રહે ! બ્હેન ! હુ મરી નથી ગઇ હો ! જીવુ છું "

" ત્યારે બાપૂ તો મ્હને તુ મરી ગઇ ! એમ કહેતા હતા "

" ને ખરૂ છે ત્હારા બાપાને હુ જીવતી છુ, એની ખબર નથી "

"ત્યારે તુ આટલો વખત કયા ગઇ હતી ? તુ આવા વેશમા કેમ ? બાપૂને તુ કેમ આવીને મળતી નથી ?"

" સરયુ ! તે બધુ હુ તને નિરાતે કહીશ હાલ તો હુ તને એક વાત કહુ, તેમ કરજે '

"શું ?"

"હાં ! પિતાને હું જીવતી છું, અને તે પણ અહીંયાજ છું, એમ ન કહીશ "

"બા ! તું એમ શું કરે છે ? તને દયા નથી આવતી ? મ્હારા પિતાજી તો દરરોજ મ્હને સંભારી આંસુ ઢાળે છે "

"બ્હેન ! એ બધું ખરૂં છે પરન્તુ જીગરના ઘાની છૂપી વાતો તું ન સમજે તું ત્હારે હું કહું એટલુંજ કરજે બોલ કરશે ને ?"

"ભલે ! ત્હારી એવીજ મરજી છે, તો હું બાપુને તારા વિષે એક અક્ષર પણ નહીં કહું પણ બા ! તું મ્હને તો રોજ એક વાર મળશેને ?"

"હા બેટા ! થોડા દિવસ પછી ત્હને અને ત્હારા પિતાજીને બેઉને હમેશને માટે મળીશ "

"પ્રભુ ! એ વખત વ્હેલો લાવે "

સરયુ માતાની ગોદમાં લપાઇ પુત્રીએ માની ગોદ અને માએ પુત્રીની પીઠ આંસુઓથી ભિંજવી દીધી વાત્સલ્યઘેલી યોગીનીએ-માતાએ પોતાની પુત્રીને-સરયુને વારવાર છાતી સરસી ભીડી ચુમીઓથી ન્હવરાવી દીધી

ખરેખર ! માતા તે માતાજ ! માના વ્હાલને જગત્‌માં કશુંય ન પ્હોચે !

માતા-પુત્રીનું આ પ્રેમાળ દ્રશ્ય એક ત્રીજીજ વ્યક્તિ છૂપાઇને જોઇ રહી હતી. એ વેશધારી ડિટેકટીવ ઉર્ફે મોહનલાલ પોતેજ હતો.



## પુષ્પ:–૨૦ મું.

### "પવિત્ર સરોજ"



ઘણે દિવસે પુત્રીને ભેટી પ્રેમઘેલી માતા ! યોગીની, સ્નેહ–સરોવરની પાળ પાસે આવી પેલી યક્ષ–કન્યાની પૂતળી, તથા તેના હાથમાના અદ્ભુત ગુલાબના છોડને તે જોઇ રહી હતી જેની ઉપર પેનુ અલૌ-કિક ગુલાબનુ ફૂલ ખીલી રહ્યુ હતુ

સરોવરની ભવ્યતા, ફૂલની રમણીયતા અને સુશોભિત પૂતળીની દૈવી શોભા જોવામા લીન થયેલી યોગીનીને એટલુયે ધ્યાન ન રહ્યુ, કે પોતાની પાછળ એક વ્યકિત આવી કયારની ઉભી રહી છે જ્યારે સરોજ પાછી ફરવા માટે ફરી, ત્યારે તેની નજર તેની ઉપર પડી ચાર આંખો એક થઇ એકેકને ઓળખતા વાર ન લાગી જવાળામુખી ફાટે, અને તેનો અવાજ સાભળી જેમ માણસ ચમકે, તેમ મોહનને પોતાની પાસે આ છુપા રહેઠાણુમા ઉભેલો જોતાજ યોગીની ચમકી અચાનક તેના મુખમાથી શબ્દ નીકળ્યા "તુ ભાનુ ? અહીયા ?"

"હા સરોજ ! તુ જેમ સાચી યોગીની નથી, તેમ હુ ખરો ભાનુ નથી હવે આ સવકને તેના મૂળ નામ મોહનલાલને નામે બોલાવ"

"હુ તને નથી ઓળખતી" કહી યોગીની તેના પંજામાથી છટકવા આગળ ચાલવા લાગી

'ઉભી રહે!" તેનો રસ્તો રોકતા બદમાશ બોલ્યો, 'નથી ઓળખતી, તો ઓળખાણ હુ આપુ! સરોજ! સરોજ! યાદ કર એક વખતના આ તારા પ્રેમ-ભિખારી ભાનુની સ્હામુ જો'

વાચક! યોગીની એજ એક વખતની સરોવરની સુન્દરી, ગુલાબસિંહની પત્ની સરોજ! પોતાને કલંકીની ઠગવી આ દશાએ પ્હોચાડનાર, પતિના હૃદયમા શંકા ઉત્પન્ન કરી, વિયોગ કરાવનાર, પાપી ભાનુની આ યાદે તે કમ્પી

"નથી યાદ કરવુ તુ ત્હારે રસ્તે પડ"

"સરોજ! જો કે આવ્યો હતો કોઇ અન્ય કાર્યને માટે! અને ભેટો થયો છે બીજોજ! સરોજ! અત્યારે તુ મ્હારા દાવમા છે મ્હારા પ્રેમના તિરસ્કારનુ, અને કીધેલા અપમાનનુ વેર વાળવાનો આ પ્રસંગ છે ધારેલી મુરાદ બર લાવવાની આ સોનેરી તક છે બોલ, છે કે નહિ?"

"એટલે તુ શુ કે'વા માગે છે!'

"એટલે એજ! કે હજુ પણ સમજ! ત્હારા પતિનો ડર લાગતો હોય, તો ચાલ મ્હારી સાથે ન્હાસી ચાલ આવા એક તો શુ સત્તરસો સરોવરો તારા સ્નાનને માટે હુ બંધાવીશ તેમા આથીયે ઉત્તમ ગુલાબના અગણિત રોપાઓ રોપાવીશ ત્હારે માટે આવા એક નહિ બલ્કે અનેક બ્હારવટીઆઓથી શત્રુતા બાંધી, ત્હને સંભાળીશ"

"બંધ કર ત્હારી જબાન પાપી! હુ વધુ સાભળવા નથી માગતી"

"શુ? ત્યારે તુ મ્હારી માગણીને તિરસ્કારે છે?"

"પ્હેલેથીજ માનવના રૂપમા પિશાચ! જો ભલુ ચ્હાતો હોય તો આ સ્થાન છોડી ચાલતો થા."

" નહિ તો ? "

" પરિણામ વિપરીત આવશે આ સરોજ હમણાજ મદદને માટે બૂમ પાડી હારા દુશ્મનોને બોલાવશે રાઇ રાઇ જેવડા ટુકડા કરાવશે સમજ્યો ? "

" બસ ! એજને ! સરોજ ! ત્યારે તને ખબરજ નથી, કે હુ મ્હોતને મુઠ્ઠીમા રાખીનેજ આ સ્થાનમા આવ્યો છુ એક વખત એવો પણ હતો, કે હુ મૃત્યુને ન્હોતો ચ્હાતો એનો મ્હને ડર લાગતો જ્યારે હવે એ સમય છે, કે મ્હોત મ્હને દેખીને થરથરે છે, મ્હારાથી આગે ને આઘે ન્હાસે છે હુ મરવાને તૈયાર છુ જેમ કોઇ મરણીઓ કેસરીયા કરી રણમા પડે, તેમ હુ પણ મૃત્યુની દરકાર દૂર કરી મ્હારા આશયની તૃપ્તિને માટે અહીં આવ્યો છુ કયા તો આ જાન જાય ! કયા તો ઉરની અભિલાષ પૂરી થાય ! એ બેમાથી ગમે તે એક થાય, તે મ્હારે નથી વિચારવાનુ હુ હવે છેક છેવટને છેડે બેઠેલો માણસ છુ બોલ, આટલુ જાણ્યા પછી હવે તુ શુ કહેવા માગે છે ? "

સરોજ શુ બોલે ? " તો બૂમ પાડુ છુ " એમ કહી તે સિંહણની પેઠે ગરજી

" તે પ્હેલા આ ગોળી ત્હારી છાતી વીંધી નાખશે "

પિસ્તોલ જોતાંજ બૂમ મારવા તૈયાર થએલી સરોજ યોગીની નરમ પડી ગઇ મરવુ કોને ગમે છે ? અરે ! " મૃત્યુ " જેવા વિષય ઉપર મ્હોટા મ્હોટા ફીલસુફી ભર્યા લેખ લખનાર વિદ્વાનો પણ પોતાનુ મૃત્યુ નિકટ આવતા રૂપે જેઓ પ્રભુ ! ઓ ઇશુ ! યા ખુદા ! અને યા મેરે મૌનાના વિધવિધ ઉચ્ચાર તેમનાજ મુખમાથી નીકળે છે. તો પછી સરોજ તો એક અબળા હતી એને તો એ ગમેજ કેમ ?

એક હાથમા પિસ્તોલ ધરી કામાંધ મોહન યોગીનીને સ્પર્શવા આગળ વધ્યો તેમ તેમ યોગીની પાછળ હઠવા લાગી તે બુમ પાડવા બહુએ ચ્હાતી હતી, છતા પિસ્તોલની બ્હીક તેની જીભને ઉપડવા ન્હોતી દેતી એટલામા વીરાની શોધમા નીકળેલો મનુ ત્યા એકાએક આવી પહોચ્યો તેની નજરે આ ભયાનક દ્રસ્ય પડયુ સરોજનો પ્રાણ તેને ભયમા લાગ્યો

વગરવિચાર્યા સાહસથી અનિષ્ટ પરિણામો આવ્યા છે,અને આવે છે. "મનુ પણ અત્યારે એવુ એક વગર વિચાર્યું સાહસ કરી બેઠો જેને લઇને તેને પસ્તાવુ પડયુ

ભલા ભલા બુધ્ધિશાળીઓ અને સમશેરબહાદુરોને પણ કેટલીક વાર કળ છળ અને અસત્યપથનો આશરો લેવો પડે છે ધર્મરાજાને પણ "નરો વા કુંજરો વા" કે'વાનો પ્રસગ આવ્યો હતો એવે વખતે બળીનુ ગુમાન રાખી યાહોમ કરવુ, એ મુર્ખાઇ અને વિનાશનુ ચિન્હ ગણાય છે

મનુને એવી ઉમેદ હતી, કે પાછળથી ઘા કરવો, એતો બાયલાનુ કામ સમયસુચકતાનો સિધ્ધાત તે ચુકયો સ્હામે મુખે બદમાશને મ્હાત કરી વિજય મેળવવાનો મનસુબો તેને થઇ આવ્યો પરન્તુ તેમ કરવા જતા તેને શોષવુ પડયુ

યુકિતપૂર્વક કામ લેવાને બદલે તેણે એકાએક તેની મ્હામુ જઇ "ખબરદાર ! ' એમ બૂમ મારી મોહને જાણ્યાજોયા વિનાજ તેના ઉપર પિસ્તોલનો બ્હાર કર્યો મનુને જેની સ્વપ્ને પણ આશા ન્હોતી, એવુ બની ગયું ગોળી ડાબા હાથના કાડામાથી આરપાર નીકળી ગઇ લોહીલોહાણ મનુ બેહોશ થઈ ત્યા પડયો. એજ વખતે યોગીનીએ ચીસ મારી દોટ મૂકી

તેની પૂઠે દોડતા મોહને જીવ ઉપર આવી બીજો બ્હાર ર્ક્યો પરંતુ યોગીનીના પરમ સદ્ભાગ્યે તે ખાલી ગયો પિસ્તોલમાં કેવળ એકજ ગોળી હતી, અને તે મનુની ઉપર વપરાઇ ચૂકી હતી ખાલી પિસ્તોલને જમીન ઉપર પટકતા મોહન યોગીનીની પૂઠે દોડયો

પ્રવેશદ્વાર આગળજ તેણે તેને પકડી પાડી ચીસ ન પાડે એ માટે તેના મોઢા ઉપર પોતાનો રાક્ષસી હાથ દાબ્યો

પિસ્તોલના અવાજે અને યોગીનીની તીણી ચીસે બ્હારવટીઆ ગુનાબસિંહની નિદ્રા ઉડાડી દીધી તે પિસ્તોલ લઇ બહાર કૂદી આવ્યો તેની નજર મ્હામે ઘાયલ મનુની સારવાર કરતી સરયુ ઉપર પડી તે પણ ચીસ સાભળીનેજ અહી દોડી આવી હતી ગુલાબસિંહે ત્યાં આવી પૂછ્યું

" સરયુ ! શું છે ? ,

સરયુ કંઇ પણ જવાબ દે, તે પ્હેલા મ્હેંજસાજ ભાનમાં આવેલો મનુ બોલ્યો, " ગુલાબસિંહ ! યોગીનીને બચાવો "

તેણે દ્વાર ગમી આંગળી કરી બતાવી ગુલાબસિંહ ત્યાં દોડી ગયો બદમાશ મોહન યોગીની સરોજ ઉપર બળાત્કાર કરવાને ફાંફા મારી રહ્યો હતો ત્યાજ ગુનાબસિંહનો પ્હાડી અવાજ તેના કાનમાં પાછળથી પડયો " સબૂર ! "

ચાલાક મોહને એક ક્ષણ પણ ન ગુમાવતા પોતાનો પ્રાણ બચાવવા યોગીનીને પોતાના બે હાથમાં અદ્ધર ઉંચકી લીધી પાસે એક મોટી શીલા પડી હતી તે બતાવતા તે બોલ્યો, " ખબરદાર ! ગુલાબસિંહ ! ત્હારી પિસ્તોલનો એકજ બાર, ને તેની સાથેજ હું, અને આ ત્હારી સરોજ બન્ને એક સાથેજ ઠાર ! "

"મ્હારી સરોજ!" એ શબ્દોએ ગુલાબસિંહને આશ્ચર્યમાં નાખી દીધો આ યોગીનીને જોતાજ તેને પેલી સરિતા તટ વાળી યોગીની સાંભરી આવી "ત્યારે શું તેજ હશે ? આ મ્હારી જીવનસખી સરોજ!"

બ્હારવટીઆએ ક્રોધમાં આવી જઈ પોતાની પ્રિયતમા ઉપર બળાત્કાર કરતા બદમાશને પરો કરવા ગોળી બ્હાર કર્યો તેનીજ સાથે બદમાશે સરોજને પેલી શિલા ઉપર પટકી નાખી

પરન્તુ પ્રભુ, પવિત્ર આત્માએને પડખે સદા ઉભેલોજ હોય છે. ઔષધી લેવા ગએલો વીરો, આજ વખતે તે પ્રવેશદ્વાર પાસે એકાએક આવી પ્હોચ્યો શિલા ઉપર પડી કચરાઇ જતી યોગીનીને તેણે પોતાના બે બળવાન હાથો લાંબા કરી, તે ઉપર અદ્ધર ઝીલી લીધી

જ્યારે ગોળી જેના પગમાં લાગી છે, એવો બદમાશ ખોડંગતો ખોડંગતો સરોવર પાસે જઇ પહોચ્યો ગુલાબસિંહ તેની મુરાદ કળી ગયો વીરાએ તેજ વખતે ગર્જના કરી, "જાનથી મારો! ગુલાબસિંહ! એને જીવતો ન જવા દેતા" ગુલાબસિંહે બીજો બાર કર્યો આ વખતે ગોળીએ આબાદ કામ કર્યું ફૂલ લેવા જતા ઘાયલ મોહનનું હૃદય તેણે વીંધી નાખ્યું તે સરોવરના જળમાં પટકાઈ પડ્યો

યોગીની પણ વીરાના હાથમાંથી દોડી પોતાના પતિ ગુલાબસિંહને બાઝી પડી તેના મુખમાંથી એટલાજ શબ્દો નિકળ્યા, "નાથ!"

"સરોજ! મ્હારી પવિત્ર સરોજ!"

"હુંજ આપની અપવિત્ર, કલંકીની અને હતભાગીની સરોજ"

"આ વેશમાં?"

"હા! જે યોગીનાએ આપને સરિતાના જળમાંથી ડૂબતા બચાવ્યા હતા, તે તેનો બદલો યાચવા અહિં આવી હતી આજે તેનો બરાબર બદલો તેને વિના માગ્યે મળી ગયો છે"

આ વખતે સરયુ પણ મનુને વીરાની સભાળમા સોંપી પોતાના પિતા-માતાને ભેટવા આવી લાગી હતી

**સ્નેહ-સરોવરને** આરે માતા, પિતા, અને પુત્રીની એક **પ્રેમી-ત્રિપૂટી** આજે ઘણે લાબે વખતે એક સાથે મળી



# પુષ્પઃ-૨૧મું.

## " યોગીનીની આત્મકથા. "



"સરોજ ! વ્હાલી ! હવે ત્હારા પુનર્જીવનની સમસ્ત ઘટના કહી સભળાવ કહે, આ પાપીએ ત્હને કલકીની ધારી સરિતાના જળમા ઝપાપાત કરવા પ્રેરી, તે પછી ત્હારૂ શુ થયુ ? તુ કેવી રીતે બચી ?"

"પ્રભુ ! મ્હારા કરતા **વીરાજ** એ વાત સારી રીતે કહી સભળાવશે "

"એ જાણે છે ?"

"હા પ્રભુ ! તમારી સરોજનો જીવનદાતા એજ છે આજના મંગળમય મિલનનુ તમામ માન એનેજ આભારી છે "

વીરો મનુને હાથે પાટો બાધી ત્યા આવી લાગ્યો હતો ગુલાબસિહે વીરાને પ્રેમપૂર્વક ભેટી લગાડયો "વીરા ! મ્હારા બહાદુર બધુ ! તુ મ્હારો સેવક નથી, પણ મ્હાનો સહોદર છે હુ ત્હારો-

જેટલો ઉપકાર માનું તેટલો ઓછોજ છે વીરા ! બેસ ! કહે મ્હારી યોગીની બ્હેની સરોજને જીવતદાન દેવા તું શી રીતે ભાગ્યશાળી થયો ? ”

બધા એ સ્નેહ–સરોવરને આરેજ ગોઠવાયા વીરાએ ‘ યોગીનીની આત્મકથા” કહેવી શરૂ કરી

“ પ્રભુ ! જ્યારે તમે મ્હને વેશધારી ડિટેકટીર ભાનુને આપણા સ્થાન–બ્હાર મૂકી આવવાનું કહ્યું, ત્યારે હું તેને લઇને થોડે દૂર પ્હાડ ઉપર જઈ લાગ્યો બદમાશે મ્હને ઓળખતાજ ધક્કો માર્યો, અને મ્હારો પગ સરી જવાથી હું પહાડની નીચે ગબડી પડ્યો ત્યાંથી મ્હને આ મનુએ આવી બચાવ્યો કોઇ એક સ્ત્રી અને પુરૂષ આ રસ્તે થઇને હમણાજ અમુક દિશામા ગયા, એમ મ્હે એને મુખે સાંભળતાજ તે દિશામા જવું યોગ્ય ધાર્યું ત્યાં પહોચતાજ મ્હે આપને સરિતામા પડવા તૈયાર થયેલા જોયા હું નદીમા પડયો, અને ઇશ્વરકૃપાએ દેવીને બચાવવા ભાગ્યશાળી થયો

નદીકિનારે મ્હારા પરમમિત્ર આ મનુનું ઝુંપડું આવેલું હતું, જે આજ પણ મોજુદ છે એમા હું એમને લઇ ગયો અમારા ચાપતા ઇલાજોએ દેવી બચી ગયા તે પછી મ્હે બહુ બહુ સમજાવ્યું, પરન્તુ એમણે પાછા આવવા ના પાડી એમણે મ્હને કહ્યું, “ વીરા !એમની નજરમા જ્યાં સુધી હું મ્હારૂં નિષ્કલંકીતપણું પૂરવાર કરી આપી, નિર્દોષ અને પવિત્ર ન ઠરૂં, ત્યાં સુધી પાછી નહીજ ફરૂં ” મ્હારા સોગનથી એમણે આપઘાત કરવાનો વિચાર પડતો મૂક્યો એમના જીવતા હોવાની વાત તમારાથી ગુપ્ત રાખવા મ્હે એમને વચન આપ્યું. હું મનુને એમની માતા બરાબર સંભાળ રાખવાનું કહી તમારી પાસે પાછો આવ્યો.

મનુની ઉપર મ્હને પૂરતો વિશ્વાસ હતો. શર્તમુજબ, મ્હેં આપને ખોટા સમાચાર આપ્યા, કે "સરોજનો કંઇ પણ પત્તો નથી"

"ત્યારે મ્હને સરિતા–તટે પેલું દિવ્ય આશ્વાસન આપનાર યોગીની કોણ? તુંજ કે?"

"હા પ્રભુ! આપને બચાવનાર પણ હું અને આ મનુજ" સરોજ પતિને નમતા બોલી

"મનુ! તું કોણ ભાઇ?"

"તે પણ આપને કહીશ. હવે તમે આગળ સાંભળો તમને ઘાયલ કરનાર વેશધારી ડિટેક્ટીવ ભાનુ"

"વેશધારી! ત્યારે ખરો નહિ?"

"ના! વેશધારી ભાનુ પેલો પોતાના પાપનો જવાબ દેવા મૃત્યુ કાંઠે પડયો છે, જ્યારે આ સાચો ડિટેક્ટીવ ભાનુ તમારી સ્હામેજ ઉભેલો છે"

"તું? વીરા! ડિટેક્ટીવ ભાનુ?"

"જી હા! આપનો વફાદાર સેવક! તેજ આ ભાનુ"

"અને આ મનુ કોણ?"

"એજ રાજપુરના ગુમ થયેલા યુવરાજ"

"ત્યારે વેશધારી ભાનુ કોણ?"

"યુવરાજને ગૂમ કરનાર અને મ્હારા નામથી લોકોને ઠગનાર એ અમારો બાળસ્નેહી મોહન! યુવરાજનો સાળો!"

"વાહ! ત્યારે ભાનુ! ત્હારો ઇતિહાસ હવે આગળ ચલાવ" વીરા અર્થાત્ ભાનુએ પોતાની વાત આગળ ચલાવી "આ મનુ તેજ રાજકુંવરીનો દ્વારપાળ કેશરીસિંહ દિવસે તે કુમારીના મ્હેલે પ્હેરો ભરતો, અને રાતના વારવાર યોગીનીને આવી મળતો વનબાળાના

વેશમાં અમીરના મકાને એણે મ્હને ઓળખ્યો હતો, એનું પણ એજ કારણ હતું. ભાનુચંદ્ર મહારાજા તરફથી મોહનને-વેશધારી ડિટેકટીવને એ જ્યારે સમાચાર કે'વા આવ્યો હતો, ત્યારે મ્હેજ એને નોકરી છોડી દેવાનું કહ્યું હતું સરયુને એના હાથમાં સોંપતાં વનમાળા વેશે મ્હેં " વીરો " એજ શબ્દ કાનમાં કહ્યા હતા, અને તેથીજ સરયુ મ્હારી તરફ જોઈ હસતી હસતી આ મનુકુમાર સાથે અહીં આવી હતી પાછળથી હું પણ વેશધારી ડિટેકટીવને વીરા વેશે ઓરડીમાં પૂરી બ્હાર નીકળ્યો. બ્હાર નીકળ્યા પછી મ્હેં વનમાળાનો પોશાક ધારણ કર્યો ડિટેકટીવને બનાવવા ખાતરજ પાછી ઓરડી ઉઘાડી બ્હાર કાઢ્યો વીરાની સાથે મ્હારે મારામારી થઈ, અને "મ્હને તેમાં આ કાર્ડ હાથ લાગ્યો," એમ કહી વનમાળા વેશેજ મ્હેં એના હાથમાં મ્હારો પોતાના નામનો કાર્ડ આપ્યો આ બધું તરકટ રમવામાં મ્હારો ગુપ્ત ઉદ્દેશ એ હતો કે કોઈ પણ પ્રકારે "વનમાળા અને વીરો એક વ્યકિત નથી, પણ વીરો એ પોતાનો દુશ્મન અને વનમાળા એ તેની મદદગાર છે, " એમ તેના મગજમાં ઠસાવી દેવું વળી વનમાળા વેશેજ મ્હેં ડિટેકટીવને આપ રાજકુમારીનું હરણ કરવા ગયા છો, એ ખબર આપી હતી, જેનું કારણ પણ એનો વિશ્વાસ મેળવવો, એજ હતું મ્હેંજ ભાનુમતીને લઈને ન્હાસેલો આપનો ઘોડો ઝાડ સાથે બાંધ્યો હતો, અને આપને રાજકુંવરીના હરણમાં મદદ કરી હતી

વેશધારી ડિટેકટીવને ઓરડામાંથી બહાર કાઢી વનમાળાનો વેશ ત્યાગી હું પાછો વીરાને વેશે અહીં આવ્યો, અને મનુ તથા સરયુને મળ્યો. પ્રભુ ! ડિટેકટીવ ભાનુ, આપનો વફાદાર વીરો, વનમાળા ! કે વારાંગના વિશ્વમોહીની, જે ગણો તે હુંજ "

" શાબાશ ! શાબાશ ! ભાનુ ત્હારા આટઆટલા ઉપકારો

અને ઉત્તમ કામોથી પ્રસન્ન થઇ આજ હુ ત્હને એક અમુ-મૂલી બક્ષીશ આપવા ચાહુ છુ મ્હને આશા છે કે એ બક્ષીશને તુ જાનના જતને જાળવશે"

આટલુ બોલી જુનામસિંહે પોતાની પુત્રી સરયુ । સરોવરની સુન્દરીનો હાથ ડિટેકટીવ ભાનુપ્રસાદના હાથમા મૂકી દીધો આશિર્વાદ આપ્યો 'પ્રભો ! તમારી જોડી દીર્ઘાયુ રાખે !"

"કેમ બ્હેન ! પિતાની પસંદગીનુ આ પાત્ર ગમશેને ?"

સરયુ પિતાના આ પ્રશ્નના ઉત્તરમા કેવળ હસીજ મૌન અને મંદહાસ્ય એટલે શુ ? આવી શરમાળતા ! એનો અર્થ સ્વીકૃતિની નિશાની !

સરયુ અને ભાનુ ઉભય નવ-વિવાહીત દંપતી-યુગલ સરોજને પગે પડયુ "બેટા ! અખંડ સૌભાગ્યવતિ ભવ !" માતાએ પુત્રીને શુભાશિષ દઇ પાસામા દાબી

આ માગલિક પ્રસંગ બદમાશની લોહીલોહાણ લાસ પણ જોઇ રહી હતી તેની નાડી મંદ મંદ ચાલી રહી હતી છેવટની ઘડીએ મરનારની ઇન્દ્રીયો ચંચળ થાય છે, તેમ મોહનની પણ વાચા જરા જરા ખુલી બધા તેની પાસે દોડી ગયા તે પ્રાણ છોડતા છોડતા બોલ્યો

"શુ શુ લાભસિંહ "

બ્હારવટીઓ તેની છેક પાસે ગયો "મોહન ! શુ કહે છે ?"

'સરોજ ! ત ત મા રી સરોજ. દેવી પવિત્ર છે; નિર્દોષ છે હુજ પાપી છુ "

તે ગયો બ્હારવટીઆના દીલની શંકા તે મરતા મરતા છેવટની ઘડીએ સ્વમુખે દૂર કરતો ગયો ગમે તેવો પાપાત્મા છતા તેના આ કરૂણ દયાળુ મ્હોત ઉપર બધાએ બે આંસુ પાડ્યા



# પુષ્પ:—૨૨મું.

## "સ્નેહીને ખાતર!"



સ્નેહ—સરોવરને આરે ખુલ્લા ચોગાનમાં આજે પ્રભાતે વ્હારવટીઓ ગુલાબસિંહ, સરોજ, સરોવરની સુન્દરી સરયુ, ડિટેક્ટીવ ભાનુપ્રસાદ, મનુકુમાર અને રાજકુવરી ભાનુમતી ભેગા મળેલા છે મોહનને છેવટના અગ્નિસસ્કાર કર્યા પછી ભાનુ જાતેજ ભાનુમતીને અત્રે તેડી લાવ્યો હતો પોતાની પાસેનુ ફૂલ અત્યારે ભાનુમતીને અને પ્રભાતનુ ખીલેલુ તાજુ ગુલાબ સરોવરની સુન્દરીને અંબોડે શોભી રહ્યા હતા સરયુ તથા સરોજની સાથે રાજકુવરી ભાનુમતીને પણ આજે પ્રભાતે સ્નેહ—સરોવરમા સ્નાન કરવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ હતુ.

સમય થતા સર્વ મડળી ગોઠવાઇ ગયુ વીરા અર્થાત્ ડિટેક્ટીવ ભાનુએ પોતાના જીવન—ઇતિહાસના પૂર્વના પાનાઓ ઉકેલવા શરૂ કર્યા.

"જોકે મ્હારો ઇતિહાસ મહુજ લાંબો હોઇ તેના ઉપર એક સ્વતત્ર નવલકથા લખાય એમ છે, છતા હુ તે અત્યત સક્ષેપમા કહી બતાવુ છુ જેથી કોઇએ કોઇ જાતની એમા શકા લાવવી યોગ્ય નથી કારણકે વૃત્તાતનો મુખ્ય અને ઉપયોગી ભાગજ હુ આપ સમક્ષ વર્ણવવા માગુ છુ.

આજથી લગભગ દશ વર્ષની વાત છે, કે જ્યારે મ્હારી ઉમર કેવળ બાર—તેર વર્ષની હતી યુવરાજ મનુકુમાર પદરની વયના હતા. મ્હારા પિતાશ્રી રાજ્યના દિવાન હતા મ્હારો અને કુંવરનો અભ્યાસક્રમ એકજ નિશાળમા અને એકીસાથે ચાલતો હતો. અર્થાત અમારા બેઉ વચ્ચે ગાઢી મિત્રાચારી હતી

તેજ વખતે અમારી સાથે મિત્રતાનો ગાઢ દાવો કરનાર એક ત્રીજી મૂર્તિ હતી, અને તેનુ નામ "મોહનલાલ" રાજપુરના નગર શેઠનો એ એકનો એક પુત્ર હતો

સમય જતા અમારા ત્રણેનો અભ્યાસ પૂરો થયો મ્હે ડિટેકટીવ લાઇન લીધી, જ્યારે યુવરાજે શસ્ત્રવિદ્યાની માહીતી મેળવવા માડી મોહનને મેના નામની એક અતિ રૂપાળી બ્હેન હતી વારવાર મોહનને ત્યા જતા યુવરાજ મનુકુમારની આંખો તેના ઉપર ઠરી તેઓ એને ચ્હાવા લાગ્યા

પરિણામ એ આવ્યુ કે યુવરાજ તેમના પિતાના અવસાન પછી ગાદીએ બેઠા, ત્યારે તેમણે મોહનની સમતીથી મેના સાથે લગ્ન કરી દીધા આ વખતે મ્હારા અને મોહનના માતપિતા આ સસારથી વિદાય લઇ ચૂકયા હતા મનુનો અત્યાગ્રહ છતા મ્હે મ્હારા પિતાની દીવાનની જગ્યા ન સ્વિકારી હુ તો રાજ્યના ન્હાના ન્હાના છૂપા કેસો પકડવામાજ પડયો

મોહનને પિતાના મરણથી લાખોની મિલ્કત મળી તે અધોગતિને પથે ઉતર્યો જતે દિવસે વેશ્યાગામી અને છાકટો થયો મ્હારી અને યુવરાજની મિત્રતા હવે તેની સાથેથી ઘટવા લાગી એકવાર હદબ્હાર દારૂ પીને તે યુવરાજને ત્યા ગયો પોતાની બ્હેનને તેણે યુવરાજને સમજાવી મ્હને દૂર કરાવવા સમજાવી કારણ હુ તેની આ નીચ ચાલચલગત માટે તેને અત્યત ધિક્કારતો હતો

યુવરાજે જ્યારે મોહનની વાત કાન ઉપર ન નાખી, ત્યારે મોહન મ્હારી સાથે યુવરાજનો પણ ઘાટ ઘડવા તૈયાર થયો પોતાની બ્હેનને ઉંધુચત્તુ સમજાવી તેણે યુવરાજને ઝેર આપવાનુ નક્કી કર્યું આ વખતે હુ રાજપુરની પ્રજાનો માનીતો ડિટેકટીવ થઇ પડયો હતો

મ્હારે તે મોહનના આ પ્રપંચની બાતમી આવી ગઈ ચાહના પ્યાલામાં ઝેરની પડીકી નાખતી મેનાને મ્હેં યુવરાજ સમક્ષ પકડી પોગળ ખુલ્લી ગયું, અને મ્હારા કહેવાથી યુવરાજે મહારાણી મેનાનો તે દિવસથી ત્યાગ કર્યો

બીજેજ દિવસે યુવરાજ મનુકુમાર શિકારે ગયા બે ત્રણ દિવસ થયા છતાં તેઓ પાછાજ ન આવ્યા મંત્રી તથા અન્ય સરદારો આથી અત્યન્ત ચિન્તાતુર થયા રાજસેવકોને ખબર કાઢવા મોકલ્યા તેઓ જંગલમાંથી રાજકુમારના લોહીવાળા કપડાં લઈ આવ્યા સિંહની ગુફા પાસેથી મળી આવેલા કપડાં ઉપરથી લોકોએ યુવરાજને સિંહે ફાડી ખાધા, એમ માની લીધું બે દિવસ શોક પાળી તેઓએ યુવરાજના ન્હાના બંધુને ગાદીએ બેસાડયો

દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલે ચાહીએ આ આમ બની શકે કે કેમ ? એટલો વિચાર પણ થોડાજ કરે છે યુવરાજનું ખુન નથી થયું ? એમ ઘણા જણને મ્હેં સમજાવ્યું પરંતુ કોઈએ તત્ ડીનો સૂર કાને ન ધર્યો છતાં હું ન ડર્યો મોહન ઉપર શક ગયો, તેથી મ્હેં એની ખાનગી રીતે તપાસ કરવા માંડી, પરન્તુ રાજપુરમાં મોહન કે મેના કોઈનો પત્તો ન લાગ્યો મ્હારી શંકા સજ્જડ થઈ યુવરાજને ગૂમ કરવામાં આ નરાધમ ભાઈ-બ્હેનનોજ હાથ છે, એમ મ્હેં ધારી લીધું હું "રાજપુરનો પ્રખ્યાત ડિટેકટીવ ભાનુપ્રસાદ" ગુપચુપ યુવરાજને શોધી લાવવાની પ્રતિજ્ઞા કરી રાજપુર છોડી ગયો

એક વરસ વીતી ગયું પરન્તુ મ્હને કયાંય પણ મોહન-મેનાનો પત્તો લાગ્યો નહિ છતાં મ્હેં આશા ન છોડી યુવરાજને પ્રાણના ભોગે પણ ખોળી કાઢવા એજ મ્હારો નિશ્ચય હતો તેઓ જીવે છે, એમ

મ્હારૂં હૃદય મ્હને કહેતું હતું એટલામાં એક દિવસ મ્હે પેપરમાં નીચે પ્રમાણે વાંચ્યું

" યુવરાજ મનુકુમારનું મળી આવેલું હાડપિંજર. "

રાજપુરના પ્રખ્યાત ડિટેક્ટીવ ભાનુપ્રસાદ કે જે યુવરાજનું ખૂન થયા પછી એકાએક અદ્રશ્ય થયા હતા, તેઓ આજે એક વરસે યુવરાજની ભાળ લઈ પાછા આવ્યા છે એક સિંહની ખાલી ગુફામાં તેમણે ન ઓળખાય એવું હાડપિંજર આણ્યું છે તદુપરાંત યુવરાજના અંગ ઉપરના દાગીનાઓ પણ તેમણે હાજર કર્યા છે મધુરી અને મોહનનો તેઓને કશો પત્તો લાગ્યો નથી પરંતુ તેમને પણ શોધી કાઢવાની તેઓ આશા આપે છે "

આટલું વાંચતાંજ મારા હાથમાંથી પેપર પડી ગયું મ્હારી એક વરસની ગેરહાજરીથી મોહને મ્હને મુવેલો ધારી આ રસ્તો લીધો મ્હારે બદલે તે પોતેજ " રાજપુરનો ડિટેક્ટીવ ભાનુ " થઈ પડયો

મ્હે પણ દેવના નામે આ સાઢીયાને પૂજાવા દીધો વખત આવે ત્યારે વાત ! એ નિશ્ચય કરી હું એ વેશધારી મોહનની પૂઠે પડયો અંતે મ્હારી કલ્પના સાચી પડી વેશધારી ડિટેક્ટીવ તે મોહન પોતેજ હતો

રાજપુરને પાદરે કોઈ મધુરી નામની પરદેશી વેશ્યા આવેલી છે, એમ મ્હને બાતમી મળતાંજ હું વેશ બદલી ત્યાં જઈ પહોંચ્યો મ્હારી અત્યંત અજાયબીની અંદર મ્હને માલમ પડયું, કે તે બીજી કોઈ નહિ, પરંતુ મનુની એક વારની પ્રિયતમા અને પેલા બદમાશ મોહનની બ્હેન મેના હતી મધુરીના બદલેલા નામ અને વેશમાં પણ હું તેને જોતાંજ ઓળખી ગયો

"મનુ અહીંજ કારાગૃહવાસ સેવતો હોવો જોઇએ," એમ મ્હને લાગ્યું અને આ વાતની ખાત્રી કરવા હું એક દિવસ અંધારી રાત્રીએ

બધા લાલ્હેરીઓની સાથે સંગીત સાંભળી ઘરભેગો ન થતાં હું તે રાતે તેજ મકાનમાં છૂપાઇ રહ્યો.

જ્યારે મધુરી નિદ્રાધીન થઇ ગઇ ત્યારે હું છૂપી શોધ કરવા લાગ્યો. એટલામાં અચાનક મ્હારે કાને એક મંદ રૂદન ધ્વનિ પડયો હું અવાજની દીશા તરફ ધીરે પગલે ગયો અવાજ બહુજ નીચેથી અને ઉંડાણમાંથી આવતો હતો રામનું નામ લઇ હું મકાનના એક છૂપા ભોંયરામાં ઉતર્યો મ્હેં ત્યાં શું જોયું ?

એક કમકમાટી ભરેલો દેખાવ યુવરાજ મનુને બંદિવાન દશામાં પેલો નરરાક્ષસ મોહન ચાબખાનો માર મારી રહ્યો હતો હું સિંહની માફક તેની ઉપર કૂદયો મોહનને બેહોશ કરી મ્હેં યુવરાજને છોડવ્યા અમે બંને બાળમિત્રો લાંબે વખતે એકમેકને ભેટયા મ્હારી પિસ્તોલ મ્હેં યુવરાજને આપી, જંગલમાં ન્હાસી જવાનું કહ્યું તેઓએ દ્વાર બ્હાર પગ મૂકયો, અને હું જેવો યુવરાજની જગ્યાએ મોહનને બાંધી બહાર નીકળવા જતો હતો, તેવોજ પકડાઇ ગયો યુવરાજ મનુની ન્હાસભાગથી જાગી ઉઠેલી મધુરી સેવકો સાથે ત્યાં આવી પ્હોચી હતી સ્નેહીને બચાવવા જતાં હું પોતેજ પકડાયો

જ્યારે દુષ્ટ મોહન હોશમાં આવ્યો, ત્યારે તેણે પોતાના બે ચાંડાળ સેવકને મ્હને જંગલમાં લઇ જઇ કત્લ કરવાનો હુકમ આપી દીધો મારાઓ મ્હને જંગલમાં લઇ ગયા જ્યાંથી ગુનાબસિંહ ! તમે આવી મ્હને બચાવી લીધો તમારી આજ્ઞાનુસાર મારાઓને મ્હેં મ્હારા કપડાં ઉતારી આપ્યા અને તેઓએ બદમાશ મોહનને તે બતાવી મ્હારૂં ખૂન કર્યું છે, એમ જુઠું કહ્યું

તે પછી મ્હારૂં ખરૂં નામ છૂપાવી વીરાને વેશે હું તમારે ત્યાં રહ્યો એક વખત આપના કામસર જતાં રસ્તામાં મ્હને મનુ મળ્યો. મ્હેં એને મ્હારો તમામ ઇતિહાસ કહી સંભળાવી સલાહ દીધી, કે "હાલ જ્યાં સુધી એ વેશધારી ડિટેકટીવ અને તેની બ્હેન ન પકડાય,

ત્યા સુધી આપણે ગુપ્તજ રહેવુ " તેણે એ કબૂલ કર્યું  અને મ્હારા કહેવાથી મનુએ સરિતા તટે ઝુંપડુ બાધી છુપે વેશે વેશધારી મોહનની તપાસ કરવા માડી

મનુને શોધવા વેશધારી મોહન મણીપુર આવ્યો, ત્યારે મનુએ ભાનુમતીના મ્હેલના મુખ્ય રક્ષકની નોકરી મેળવી લીધી હતી હવે મ્હને તમારા છૂપા સ્થાનની, અને તમારા જેવા વીરની ભારે ઓથ હતી મ્હે પણ તમારે ત્યા છૂપા વેશે અને છૂપા નામે રહી એ બદમાશને પકડવા પ્રયત્નો શરૂ કર્યા

ત્યારબાદ માતુશ્રી સરોજને પાણીમાથી બચાવી મ્હે મનુનેજ તેના ઝુંપડામા સોપ્યા આજ મ્હારો ઇતિહાસ મ્હારૂ ધારેલુ કામ આજે પૂર્ણ થયુ છે આવતી કાલે યુવરાજ મનુ અને હુ, અમે અમારા અસલ નામઠામમા રાજપુરની પ્રજા સમક્ષ બ્હાર પડવા ધારીએ છીએ '

વીરાનો ઇતિહાસ અહીં પૂરો થયો બ્હારવટીઓ ગુલાબસિહ તો સ્નેહીને ખાતર ! આટઆટલા ભોગ આપનાર ભાનુની તરફ જોઇજ રહ્યો ખરેખર ! સકટમા સ્હાય થાય એજ સન્મિત્ર ! ભાનુ એવોજ સાચો સ્નેહી હતો

## પુષ્પ:—૨૩મું.

### " હું બ્હારવટીઓ કેમ થયો ? "



હવે ગુલાબસિહનો વારો હતો પોતાનો ઇતિહાસ કહેતા પ્હેલા તે બોલ્યો " ભાનુ ! ત્હારી માફક મ્હારો ઇતિહાસ બહુ લાબો નથી, પરન્તુ હૃદયવિદારક વધુ છે "

"હું બ્હારવટીઓ કેમ થયો ?" એનો જવાબ એકજ છે

"જગતના નિર્દય શ્રીમાનોને લઇને ! સત્તાધીશોને લઇને !"

જ્યારે હું સોળથી સત્તર વર્ષનો યુવાન હતો, ત્યારે મ્હારા માતા પિતા વીરપુરની જમીનદારીમાંથી લીલાલ્હેર કરતા હતા વીરપુરમાં એક અમારાથી ઉતરતા શ્રીમાનની કન્યા સાથે મ્હારા પિતાએ મ્હારા લગ્ન કરવાની ના પાડી, તેથી તે અમારો શત્રુ બન્યો પેટનો બળ્યો ગામ બાળે!- એ સુત્રાનુસાર જ્યારે તેનું પોતાનું તો કાંઇ અમારી સાથે ન ફાવ્યું, ત્યારે તેણે ગામની ખંડણી ઉતરાવવા આવતા સુલ્તાનના સુબાને જઇ અમારી વિરૂદ્ધમાં ભંભેરણી કરી સુબો તુર્તજ મ્હારા પિતાના ગામમાં આવી પ્હોચ્યો અમે એમની થાય એટલી પરોણાચાકરી કરી

તે પછી દુશ્મનના ભમાવેલા સુબાએ વાત છેડી,' જમીનદાર મહાશય ! મ્હે એવું સાંભળ્યું છે, કે હવે તમારા ગામની આવક વધી છે, તો આવતે વર્ષથી તમારે ખંડણી પણ દોઢી ભરવી પડશે "

મ્હારા પિતાજીએ આ વાતનો ઇન્કાર કર્યો આ ગરમાગરમ તકરાર ચાલતી હતી, એટલામાં મ્હારી ચૌદ વર્ષની રૂપાળી બ્હેન "વીરમતી !" કંઇ કામ પ્રસંગે ત્યાં આવી અમે રજપૂત રહ્યા એટલે ઘુંઘટનો રીવાજ તો સ્વાભાવિકજ હોય ! પણ મ્હારી બ્હેનને સુબો આ ઓરડામાં હશે ! એની ખબર ન હતી, એટલે એ ખુલ્લે વદને આવી લાગી વિષયી સુબાની નજર તેના ચંદ્રવદન ઉપર પડી ગઈ તે ચોંકયો

એકાન્તમાં તેણે ધીરે રહી મ્હારી કુમારી બ્હેનની માગણી મ્હારા પિતાની પાસે કરી પછી શું પૂછવું ? રજપૂત બચ્ચાનું લોહી એક વિષયાંધ મુસલમાનની આવી નીચ માગણી સાંભળીને ઉકળ્યા વગર રહે કે ? તેમણે સમશેર મ્યાનમુકત કરી સુબાને દ્વાર બ્હાર જવા ફરમાવ્યું

આ અપમાનનો જવાબ અમને શુ મળશે ? એનું અમને આગળથી ખબરજ હતી આવતી આપત્તીને સહવા અમે કમ્મર કસી તૈયાર થયા હતા એટલામા સુબો સુલ્તાનનો જમીન જપ્ત કરવાનો પરવાનો, અને સિપાઇઓ સાથે આવી પહોચ્યો મ્હારા પિતા તેની સ્હામુ થયા, અને તેમાજ વીરગતિ પામ્યા પિતાજીના આકરા સોગ દે હું મ્હારી માતા તથા યુવાન બ્હેનનુ રક્ષણ કરવા તેમને લઇ ગામ બ્હાર ન્હાઠો પરન્તુ સુબાના માણસો મ્હારી બ્હેનની પૂઠે પડયા. મ્હને ઘાયલ કરી તેઓ મ્હારી બ્હેનને ઉચકી ગયા

જગલમા એક ઝાડ તળે મ્હે મ્હારી વૃધ માતાને ઇશ્વરને ભરોસે સુવડાવી બ્હેનને બચાવવા હુલથડતો છતા પાછો ગામમા દોડયો ગામના લોકો મ્હારા પિતાની આવી કફોડી સ્થિતિ કરવા માટે સુબા અને તેના માણસોની સ્હામા થયા હતા મત્તાધીશ સુબાએ આખા ગામને આગ લગાડી હતી ચારે બાજુથી બળતા ગામલોકોના ઝુપડાઓને હુ બળતે જીગરે જોઇ રહ્યો એટલામા મ્હારી નજર સુબા અને તેના માણસો ઉપર પડી તેમના હાથમા મ્હારી બ્હેન હતી સુબો ગામને ઉજ્જડ કરી પાછો ફરી રહ્યો હતો હુ પણ એની પૂઠે પડયો

અઘરાય રાત્રિ પડવાથી સુબાના માણસોએ જગલમા તબુ ઠોકયો, અને જ્યારે રાત્રને વખતે સુબાએ મ્હારી બ્હેન ઉપર બળાત્કાર કરવો શરૂ કર્યો, ત્યારેજ ઝનુની એવો હુ ત્યા જઇ ચઢયો સુબાની ગરદન પકડી મ્હે તેને નીચે નાખ્યો તેનુજ કાતીલ ખજર તેના પેટમા ખોસી દીધુ પછી હુ ફર્યો પરન્તુ મ્હે શુ દીઠુ ? મ્હારી બ્હેન ત્યા ચત્તીપાટ પડેલી હતી હાય ! હુ અભાગી નખનમર ન્હોતો આવી ચૂક્યો મ્હારી બ્હેનનુ શિયળધન તે નરાધમ સત્તાધીશથી લૂટાઇ ચૂક્યુ હતુ. ભ્રષ્ટ બગીનીને લઇ હુ લાગલોજ ગતોરાત સુલ્તાન સમક્ષ દોડયો.

સુલતાન[redacted] મ્હેં આ ઘોર અત્યાચારની ફરિયાદ કરી એટલામાં ત્યાં સુબાના સિપાઇઓ[redacted] સુબાની લાશ લઇ આવી લાગ્યા

વિષયી સત્તાધીશ સુલ્તાનની નજર પણ મ્હારી બ્હેનના સૌન્દર્ય ઉપર ઠરી ગઇ તેણે મ્હને એકાન્તમાં બોલાવ્યો પછી કહ્યું

"ગુલામસિંહ! એકજ શર્તે ત્હને થયેલો તમામ અન્યાય હું પાછો ભરપાઇ કરી દેવા તૈયાર છું અને હવે આ ત્હારી ભ્રષ્ટ થયેલ બ્હેનને તું મ્હારા જનાનામાં મોકલી દે"

આથી વધુ હું ન સાંભળી શક્યો મ્હેં તેજ વખતે સુલતાનના કપાળમાં બળપૂર્વક એક મુક્કી ઠોકી દીધી સુલતાનની આજ્ઞાથી મ્હને કેદ કરવામાં આવ્યો

બીજેજ દિવસે મ્હેં સાંભળ્યું કે મ્હારી બ્હેને મ્હારા છૂટકારા બદલ સુલતાન સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે અરેરે! આ બ્હેન! કે જેને માટે મ્હેં આટઆટલું કર્યું? કુળકલંકીની એ બ્હેનનું લોહી પીવા હું અધીરો બન્યો મ્હને શર્ત મુજબ જેલમાંથી છૂટો કરવામાં આવ્યો પણ હું કયાંય ગયો નહી એક વખત એ રજપૂતાણીની કૂખ લજાવનાર પાપીનીને ઠાર કરવી, પછીજ જવું, એવા દૃઢ નિશ્ચયથી મ્હેં સુલતાનને મ્હારી બ્હેન સાથે છેલ્લી મુલાકાત કરાવવા વિનવ્યો મ્હારી અરજી સ્વીકારાઇ હું જનાનામાં ગયો ત્યાં મ્હારી બ્હેન સુલતાનની બેગમના ઠાઠમાં બાદીઓ વચ્ચે મશરૂના ગલીચા ઉપર પડેલી હતી બાંદીઓને વિદાય કરી, તેણે મ્હારી તરફ જોયું મ્હને જોતાંજ તે બોલી, "આવ! ભાઇ! બેસ"

પણ મ્હેં આ કલંકીની સ્હામું જોયું સુધ્ધાં નહી ઉભા રહેતાંજ મ્હેં કહ્યું, "વીરમતિ! પાપીની! તને આ શું સુઝ્યું?"

"ભાઈ!" તે બોલી, "તું એમ ધારે છે કે, હું સુલતાનની

બેગમ થઇને રહીશ ? ના ના જેવો તું રજપૂતનો દીકરો છે, તેજ હું પણ રજપૂતાણીનું દૂધ ધાવેલી છું "

"તો પછી આ બધું શું ? "

'ત્હારી મૂકિતને માટે પ્રપંચ "

એટલું કહી તે ઉભી થઇ ગઇ ઝનૂનભેર તેણે પોતાની સાડી માંથી ચળકતી કટારી ખેંચી કાઢી જોતજોતામાં પેટમાં હુલાવી દીધી હું જોનોજ રહ્યો લોહીના ધોધમાં રંગાઇ બ્હેન ત્યાંજ—મ્હારી નજર આગળજ શબ તુલ્ય થઇ પડી

બ્હેનની આ હિંમત જોઇને હું મુગ્ધ થયો છેવટના બે આંસુ પાડી હું સત્વર ત્યાંથી નાઠો

જ્યારે જંગલમાં આવ્યો, ત્યારે ઝાડ નીચે મ્હારી મૃત માતાનું શબ પડેલું હતું હું રડી પડયો દુનિયાથી કંટાળ્યો, અને છેવટ આપઘાતનો નિશ્ચય કરી ડુંગર ઉપર આવ્યો ત્યાં એકાએક એક યોગી પુરૂષે મ્હને અટકાવ્યો

તેણે મ્હારો હાથ જોયો તે બોલ્યા, " વત્સ ! ત્હારા હાથમાં રાજચિહ્ન છે એટલે તું ભવિષ્યમાં રાજા થશે ત્હારા ભાગ્યમાં હજુ પંદર વરસ પર્યંત જંગલમાં ભટકવાનું છે તે માટે તું આપઘાત કરવો છોડી દઇ બ્હારવટીયું ખેડ ! પણ આટલી શર્તે ! ગરીબોની ગરદન ઉપર છુરી મૂકી પૈસાદાર થનારને ત્હારે લૂટવા ! પણ તેજ ધનથી ગરીબોને પોષવા ! બ્હારવટીઓ બનજે, છતાં પવિત્ર, દયાળુ અને પરોપકારી રહેજે ! દુખીને જોઇ ત્હારો આ વખત હમેશાં સંભારજે "

તેમના એ ઉપદેશ અનુસાર હું બ્હારવટીઓ બન્યો તે પછી ચારેક વર્ષે એક ઝુંપડામાં એજ યોગીરાજ મૃત્યુ શય્યા પર પડયા હતા તેમણે મરતા મરતા આ સદ્દગુણી કન્યારત્ન સરોજ મ્હારા હાથમાં સોંપ્યું જે વખતે એ આશરે પંદર વર્ષની હશે આ

યક્ષ-ભુવન પણ તેમણેજ બતાવ્યુ તે પછી હુ સરોજને લઇ અહી રહ્યો સરયુના જન્મ થયા પછી અગીઆર વરસે ભાનુ ! ત્હને મ્હે બચાવ્યો " તેર વર્ષની સરયુને છોડી એની માતા પાણીમા પડેલી, જ્યારે મ્હારી વય પૂરી છત્રીસની હતી

"ત્યારે દેવી યોગીરાજને કયાથી મળ્યા ?" ભાનુએ સવાલ કર્યો

"તે એને પોતાનેજ પૂછી જો" ગુલાબસિંહે કહ્યુ

"ભાનુ !" સરોજ બોલી એ હુ પોતે પણ નથી જાણુતી જેમ એ બાબત મ્હે મ્હારા પિતશ્રીને (યોગીને) કોઇ દિવસ નથી પૂછી, તેમ એમણે પણ મ્હને એ નથી કહી કેવળ હુ એટલુ જાણુ છું, કે યોગીદેવ મ્હારા પાલક પિતા હતા તેમણે મ્હને બે વર્ષની ન્હાની વયમાથી પાળીને ચૌદ વર્ષની કરી હતી"

"ત્યારે તમારા માબાપ વગેરે કોણ ? એ તમે કશુજ જાણુતા નથી ?"

"ના !"

"કેવુ આશ્ચર્ય ?"

---

# પુષ્પઃ—૨૪મું.

## "છેવટ અને ઉપસંહાર"

(૧) પુષ્પ -૮ મામા ભામિનીએ મધુરીના કાનમા કહેલા શબ્દો. "હુંજ તારો ભાઇ મોહન ઉર્ફે ડિટેક્ટીવ ભાનુ" હતા

(૨) મનુકુમાર તથા ડિટેક્ટીવ ભાનુ પોતાના ખરા નામઠામમા પ્રકાશમા આવ્યા ભાનુમતી મનુકુમારને વરી, રાજપુર સિધાવી-મનુએ રાજપુરની ગાદી ભોગવી

(૩) ભાનુમતી તથા ભાનુચંદ્રના અત્યાગ્રહે પેલા યોગિ[illegible]ાત્માની ભવિષ્યવાણી સાચી પાડવા બહારવટીઓ ગુલાબસિંહ મણીપુરના મહારાજાના પદે વિરાજ્યો, જ્યારે સરોજ ! મણીપુરની મહારાણી બની

(૪) સરોવરની સુન્દરી સરયુ અને ડિટેકટીવ ભાનુપ્રસાદના લગ્ન ધામધુમથી થયા ગુલાબસિંહે કન્યાદાનમા સ્નેહ-સરોવર અને યક્ષ-ભુવન સરયુને આપ્યા સરયુ તથા ભાનુએ ત્યાંજ નિવાસસ્થાન રાખી સ્નેહ-સરોવરની મઝા જીવનભર ચાખી

(૫) રાજ્યગાદી મળતાજ પિતા તથા બ્હેનનુ વેર વાળવા ગુલાબસિંહે વીરપુર ઉપર ચઢાઇ કરી રાજપુરથી પણ મદદ આવી પ્હોચી. સુલતાન મરાયો અને એ ગાદી અંતે ગુલાબસિંહના અત્યાગ્રહે ભાનુએ ભોગવી

વાચક ! તુ પણ આ કાલ્પનિક ગુલાબના ફૂલને ત્હારા હૃદય-સરોવરમા રોપાવી, કોઈ સરોવરની સુન્દરી મળે તો તેની પાસે તોડાવી, સ્વપ્નમાજ સુંઘજે ' અને હમેશ આ વાર્તા સંભારજો' અસ્તુ.

— સમાપ્ત. —

મુદ્રણાલય —"શ્રી અનાવીલ બન્ધુ પ્રીન્ટીંગ પ્રેસ.
મુદ્રક —ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક
મુદ્રણસ્થાન —ભાજીવાળીપોળ-બરાનપુરી ભાગોળ-સુરત
પ્રકાશક —હરીલાલ જીવણલાલ ઠક્કર
" શ્રી નવજીવન પુસ્તકાલય " ટાવરરોડ શ્રી કૃષ્ણ સીનેમાની બાજુમાં-સુરત

